



# વૈદિક
# ગોત્ર સિદ્ધાન્તાનુવાદ

('ગોત્ર સમીક્ષા'ના રદિયારૂપે)




લેખક અને પ્રકાશક

ગોર સોમનાથ હરગોવિંદ દવે

ધંધુકા

['ઋષિપ્રણિત ગોત્ર વૈજ્ઞાનિકી અને ખડાયતા કોટ્યર્ક સિદ્ધાન્ત' આદિના કર્તા]



પ્રત ૧૦૦૦ સંવત ૧૯૮૨


{ શ્રી કોટ્યર્કજીની નવા મંદિરમાં પ્રતિષ્ઠાનો
શુભ દિવસ ફાલ્ગુન વદિ પંચમી }

કિંમત ચાર આના



## વૈદિક

# ગોત્ર સિદ્ધાન્તાનુવાદ

('ગોત્ર સમીક્ષા'ના રદિયારૂપે)




લેખક અને પ્રકાશક

ગોર સોમનાથ હરગોવિંદ દવે

ધંધુકા

['ઋષિપ્રણિત ગોત્ર વંશાવળી અને ખડાયતા કોટયર્ક સિધ્ધાન્ત' આદિના કર્તા]



પ્રત ૧૦૦૦ સંવત્ ૧૯૮૨


{ શ્રી કોટયર્કજીના નવા મંદિરમાં પ્રતિષ્ઠાનો
શુભ દિવસ: ફાલ્ગુન વદિ પંચમી }

કિંમત ચાર આના

॥ श्री कोटयर्कदेवो-विजयतेतराम् ॥

खडायता कोटयर्कसूत्रम्

" सोम-वाक् "



---

स्कंदे खडानेव महिका च नगरे,
श्वभ्रप्रवाहे कोटिकारण्य तीर्थे:
चकार यज्ञं भवरसे च यज्वा,
यज्ञाकविष्णो वपुप्रादुर्भावात् । १

वरं वरेण्यं वृणीतेत संज्ञां,
खडायतेति द्विज शुश्रूकानाम्:
खट्के खडाते च ख-डायनानां,
खटेऽपि मितेऽपि बह्वर्थे दिष्टाम् । २

देशे च काले च नामाभिधाने,
कर्मे क्रियामाश्रित भाव हेतु:
तेनैव लग्नं द्विजशुश्रूकानां,
सर्वे समागात्परिवर्त्तिनो तु । ३

दृगष्ट गो भूः परिवत्सराणां,
नपसे च जीवेऽपर पंचमीषु:
काले घटार्के गतस्वाति चन्द्रे,
विराजते कोटयर्कदेव ब्रघ्नम् । ४

प्रस्थापितो देव पुनरद्य तीर्थे,

कोटयर्कः सः कोटिकाख्यस्थ एव
स्तुवन्ति ते नाथ पदारविन्दं,
भक्तया गृह्णन्ति हृदिभावयुक्तम् । ५
हरेः सूनु केशव श्रेष्ठि कृत्यं,
स्वर्गे गतेऽपि चिरस्थायि स्तुत्यम्;
ततोऽविच्छिन्ने कृतपूर्ण पुण्यं,
लब्धं सहैकापुरुषैः समानाम् । ६
तत्रैव शर्मा सोम नामधेयो,
जनकानुभावात्परिवंश शुद्धः
कृतांजलिर्वाक् वदतो विरामे,
पारं पदं तं शरण्यं प्रपद्ये । ७
शिवोऽस्तु नः ॥ ३ ॐ

"ખડાયતાનાં સ્ત્રી-બાળકો-પુરૂષોને
મુખ પાઠકરવાનું સ્તોત્ર"

ખડાયતા અને શ્રી કોટયર્ક પ્રભૂનો સંબંધ.

## સોમ-વાણી.

સ્કંદ, ખડાત, મહુડી, સાભરનો પ્રવાહ, કોટિ નામનું તીર્થ, આ સર્વે એકજ સ્થળનાં નામ છે. આ સ્થળમાં યજન કરનારે ૬૧૧ માં યજ્ઞ કર્યો, તે યજ્ઞમાંથી યજ્ઞાર્ક વિષ્ણુ પ્રકટ થયા. તે વિષ્ણુએ યજન કરનારા-કરાવનારા બ્રાહ્મણ વૈશ્યોને "ખડાયતા" એવું નામ ઉત્તમ વરદાન તરીકે આપ્યું. ખડાયતા શબ્દના ખડાત, ખટ, ખટક, મિત વિગેરે બહુ અર્થો નિષ્પન્ન થયા છે. તે શબ્દ, દેશ (ખડાત), મિત (૬૧૧), નામ (ખડાયતા), કર્મ (ખટ),

ક્રિયા ( ખટક ), આશ્રિત ( આયતા ), ભાવ ( મન. ઇન્દ્રિય છે), ખંડ ( નિગ્રહ કરવો ), હેતુ ( પરપદ ) બતાવ છે. તેવા નામ વડે પરસ્પર જોડાયેલા બ્રાહ્મણ, વૈશ્યો સર્વે એકઠા મળી આ સ્થળે આવ્યા. સંપાનિક વર્ષ પૂરૂ થતા **दगष्ट-गोमु** ૧૯૮૨ના ફાલ્ગુણ માસ **( तपसे )** ગુરૂવાર **( जीवे )** વદ પાચમ **( अपर )** ( ૧૯૮૨ ના ફાલ્ગુણ વદ પાચમને ગુરૂવાર ) કુંભસક્રાંતિના સુર્ય અને સ્વાતિ નક્ષત્રના ચંદ્રદિવસે હયગ્રીવ **( ब्रह्मनम् )** એવા શ્રી કોટયર્ક બિરાજતે, તેમની આજ્ઞાએ આ તીર્થમાં ફરી સ્થાપના કરવામાં આવી. જે દેવ કોટિક નામના તીર્થમા રહેલા છે તેજ કોટયર્ક દેવ છે. ( અન્ય દેવની સ્થાપના નહિ. )

હે નાથ! આ સર્વ ભક્તો, ભક્તિ વડે આપના ચરણારવિન્દની સ્તુતિ કરે છે, અને પ્રેમભાવ વડે આપશ્રીને હૃદયમાં ગ્રહણ કરે છે. આપની પુનઃ પ્રતિષ્ઠા રૂપ કૃત્ય, શેઠ હરિભાઇના પુત્ર શ્રીમાન કેશવલાલનું છે. તેઓ સ્વર્ગે ગયેલા છે, તો પણ તે કૃત્ય અવિચળ સ્મરણમાં રહેનારૂ સ્તુતિ કરવા યોગ્ય છે. તેમના સ્વર્ગે ગયા પછી આ કૃત્ય જ્ઞાતિના સર્વ પુરૂષોએ સાથે મળી નિર્વિઘ્નતાથી આજ પૂર્ણ કર્યું છે તે તેમણે ખરેખર! પુણ્ય મેળવ્યુ છે. આ વખતે પૂજ્યપાદ ઋષિ જનકની ઉત્તર પેઢીના નિર્મળ વંશમાં જન્મેલો હું સોમ શર્મા નામનો ( ગોર ) બે હાથ જોડી વિષ્ણુ પ્રતિ **विरामे** વેદ વાણીને વદતો આ લોકથી પર એવા તે શરણ જવા યોગ્ય પદને પ્રાપ્ત થાઉં છું.

આ વેદ વાણી શ્રી કોટયર્ક દેવને અર્પણ હો
અને અમારૂં કલ્યાણ હો. સ્વીકારે ઓરૂમ્

# વૈદિકગોત્ર-સિદ્ધાન્તાનુવાદ

## નિવેદન

જગતમાં ભિન્નભિન્ન પ્રકૃતિવશ મનુષ્ય વર્તે છે. એટલે સર્વનું મન બધી રીતે સંપાદન કરવું અથવા એક થવું તે ઘણું દુસ્તર છે. તેમ કોઇ મનાવવા પ્રયત્ન કરે તે પણ મિથ્યા છે. પ્રકૃત્તિ—માયા—મમતા—અહંપણું ત્યજવું અતિ કઠિણ છે અને તે ત્યજાય અને નિસ્પૃહ થવાય તે જ્ઞાનની પરિકાષ્ટા છે, પણ પ્રભૂના અનુગ્રહ વિના તે થવું તે હજારો જન્માન્તરો અને ભગીરથ પ્રયત્નની અપેક્ષા રાખે છે, માટે અનુગ્રહ મેળવવાને સહેલો રસ્તો ભક્તિ છે, ભક્તિ વડેજ પ્રભૂ પ્રસન્ન થાય છે. માટે અહંકાર અને મમતાના ત્યાગેચ્છુએ શ્રી ઇષ્ટદેવને શરણ જવું.

ખડાયતાનાં ગોત્રો શાસ્ત્રથી છે કે કલ્પિત ? આ ચર્ચામાં " ગોરોને પુછતાં છતાં તેઓ કાંઇ કહી શકતા નથી. ગોરો અજ્ઞાન છે. ગોરોને કાંઇ આવડતું નથી. ગોરો ઉપર અંધશ્રદ્ધા છે. ગોર અગર શાસ્ત્રી પાસે રાખી આ હકીકત મેળવવી, ગોર કોઇ હયાતિમાં હશે, તે ખુલાસો કરશે. ગોરોને નિમંત્રણ કરીએ છીએ." આવા પ્રકારનાં વચનો ખડાયતામિત્ર માસિકમાં સં. ૧૯૭૮માં થયાં છે. તે દરમિયાન ગોત્રોની સિદ્ધિ કરવા રા. ગાંધીએ વાદીપણું સ્વિકાર્યું. તત્સંબંધમાં લેખો આવવા માંડયા. એટલે

ગોરોને, તે લેખોના છેવટના પરિણામ સુધી અટકવું પડયું. ભાગ્યવશાત્ તે પરિણામ એવું આવ્યું કે "ક્ષત્રિના જૈન બની વૈશ્ય થયા છે. અને તે અવૈદિક છે." આવો છેવટનો સિદ્ધાંત ઠર્યો. હવે આ હકીકત ખરી ન માનતો એવો ગોર–પોતે બીજાથી પૂછાયેલો હોઇ, પોતાનો સ્વધર્મ બજાવવામાં પોતાનાં તન મન અને ધનનો ભોગ આપી યજમાનોની ફક્ત જાણ માટે, પ્રયત્ન કરે તેમાં ગોરનો કોઇ અપરાધ ? ગોરની આવડત પ્રમાણે, ક્ષત્રિ તે જૈન બની ખડાયતા વૈશ્ય બન્યા તે ખોટું ઠરાવી, સ્વધર્મશાસ્ત્ર આધારે ગોત્રો, વૈદિક અને કોટયર્ક તે વિષ્ણુ" એવો સિદ્ધાંત સ. ૧૯૮૧મા તૈયાર કરી પુસ્તકરૂપ ભેટ યજમાનોને અર્પણ કરવામા આવી. વાસ્તવિક સ્થિતિ આ છે. પણ ગોરને દિલગીર થવા જેવુ તો એટલુ થયુ કે વિદ્વાન યજમાનોએ, તે પુસ્તક વગર કિમતનું હોઇ, તેની કિંમત કરવા કાંઇપણ ધ્યાન આપ્યુ નહિ, પણ તેની અંદર શું છિદ્ર છે તે શોધવા મથન કરી ગોત્રોત્પત્તિ અને સમીક્ષા રૂપ બને પુસ્તકો, ભેટ પુસ્તક વિરૂદ્ધ લખી બહાર પાડયા અને અમને મોકલાવ્યાં. હવે ભેટ પુસ્તકના કર્તાને પોતાના પુસ્તકનું પુનઃ સ્થાપન કરવાની જરૂર પડી, તે પ્રવાહપતિત કાર્ય માથે આવવાથી આ તેની પ્રવૃત્તિ છે.

## લૉજીક નિયમ

કોઇપણ વિષય સિદ્ધ કરવામાં, કોઇ માણસ, પ્રથમ વાદી બની જે આધારોથી પોતાનો વિષય સિદ્ધ કરે, તે, કોઇ પણ જાતની ભ્રાન્તિ વગરનોજ સ્થાપે છે. છતાં તે

સ્થાપેલા સિદ્ધાન્તને ખોટો ઠરાવવા, બીજો કોઇ ઉત્તર પક્ષ ઉભો થાય તો, ઉત્તર પક્ષની દલીલોથી–પોતાના ખોટા ઠરાવેલા મુદ્દાઓને પાછા સ્થાપવા વાદી યત્ન કરે છે. પણ કદિ વાદી ચુપકી પકડી બેસી રહે અગર પોતાના સ્થાપેલા મુદ્દા વિરૂદ્ધ, તેના તે જ વિષય માટે, બીજો કોઇક પાછો નવો મુદ્દો કહેવા મથે તો તે વાદીએ જે જે આધારો આપી પ્રથમ સિદ્ધાન્ત કરેલો, તે તેના મતથીજ ખોટો–મિથ્યા ઠરે છે. એટલે મૂળ પ્રશ્નના વાદીએ બતાવેલા કારણો ખોટું કરી–ઉત્તર પક્ષનો મત, સિદ્ધાન્ત તરીકે મનાય છે અને વાદીના પ્રથમના અને નવા કાઢેલા મુદ્દાઓ બે વચની અને પરસ્પર વિરૂદ્ધ હોવાથી–વાદીનાં વચનો ઉપર વિશ્વાસ ઉપજી શકતો નથી.

ક્ષત્રિના જૈન બની વૈશ્ય બન્યા, તે મુદ્દા ઉપર ભેટ પુસ્તક લખવામાં આવ્યુ છે અને ક્ષત્રિથી વૈશ્ય બન્યાનુ ખોટુ ઠરાવ્યું છે, પોતાના મુદ્દાઓ ખોટા ઠરાવે છે તેવુ જાણ્યા છતાં, વાદી ચુપકી પકડી જાણે, પોતે મૂળ મુદ્દા વિશે કાંઇ જાણતોજ ન હોય તેમ બની જાય. તેજ વિષય માટે પાછો નવો મુદ્દો શોધી, નવા મુદ્દાઓ વડે–પ્રથમના પોતાનાજ સ્થાપેલા મુદ્દાને રદ કરવા ગોત્રોત્પત્તિ અને સમીક્ષારૂપ પુસ્તકો પ્રકટ કરે છે. તો જ્યારે વાદી પોતાના મૂળ મુદ્દાને છોડી દઇ–પાછો તેજ મુદ્દા વિરૂદ્ધ નવા મુદ્દા કાઢે તેની સાથે ભેટ પુસ્તકને શું લેવા દેવા છે? શું કરવા પોતાના નવા મુદ્દાઓમાં, ભેટ પુસ્તકના રદિયા ચર્ચવા હાથ ઘાલવો પડે ' જેને માટે ભેટ પુસ્તક લખવામા આવ્યું છે, તે મુદ્દા તો વાદી ફરી સિદ્ધ નહિ કરતાં, તેને ભરતખંડ

બહારનો દેશવટો આપી તે વિશે ચુપકી પકડી બેસે છે. તો હવે પોતાના નવા મુદ્દાનો વિષય નહિ થનાર ભેટ પુસ્તક વિરૂદ્ધ કેમ બોલાય ? એટલે વાદીએ ન્યાયતુલના કરી હોય કિંવા ભેટ પુસ્તક સમજી શક્યા હોય એમ જણાતું નથી. અર્થાત્ ભેટ પુસ્તકે જે સિદ્ધાન્ત કર્યો છે, તે નિઃશંક ખરો ઠરી ચુકે છે એટલે કાંઇ કરવા જેવું રહેતું નથી. છતા અન્ય વિદ્વાનોએ અમારા પુસ્તકનું ખરૂં તત્વ જાણવાની જીજ્ઞાસા બતાવેલી હોવાથી, વિષયતુલનાના સાધક બાધક પ્રમાણો, લૌકીક અને ધર્મગ્રંથો વડે આ નવો અમારો અનુવાદ આપ ભાઇઓની સેવામાં મૂકી વાદીએ અમારા વાક્યાર્થનો કરેલો અર્થ અર્થરૂપ છે કે અનર્થ રૂપ છે, તે નક્કી કરી ભેટ પુસ્તક આબાધિતપણે પુનઃસ્થાપુ છુ. તેમાંથી પુષ્પગંધન્યાયથી જેને તેને ઠીક પડે તેટલુ ગ્રહણ કરે એવી વિનતિ છે.

**ब्राह्मणोऽस्य मुखमासीत् ।** પરમાત્માનુ મુખ બ્રાહ્મણો છે. તે બ્રાહ્મણોના ચરણકમળમાં પ્રણામ કરી, તેમણે બતાવેલા માર્ગને અનુસરી વૈદિકગોત્ર અને કોટયર્ક સિદ્ધાન્તરૂપ ભેટ પુસ્તકનો અનુવાદ આરંભુ છું **इति शिवम्**

કર્તા



## વૈદિક

# ગોત્ર-સિદ્ધાન્તાનુવાદ

## [ સર્ગ પહેલો ]

"ગોત્ર સમીક્ષા" શું કહે છે? "વિરોધી પક્ષકારો વચ્ચે ગોત્રવિષય, વિવાદગ્રસ્ત થયો છે. એક અવૈદિક દર્શાવે છે, ત્યારે બીજો વૈદિકની હિમાયત કરે છે, તેથી બન્નેની તુલનાત્મક આ સમાલોચનારૂપ ગોત્ર સમીક્ષા છે."

સવાલ છે કે—ગોત્રવિષય, વિવાદગ્રસ્ત કેમ થાય છે, અને તેને વિવાદગ્રસ્ત કરનારા આધારો કયા છે?

જ્ઞાતિમાં કન્યાની અછતને લેઇ-એક ગોત્રમાં વિવાહ સબંધ કરવામાં બંધનરૂપ હાલ જે ખડાયતાનાં ગોત્રો છે તે શાસ્ત્રથી છે કે કલ્પિત? આવો મૂળ પ્રશ્ન છે, અને આ વિષયભૂત થયેલા પ્રશ્નને સિદ્ધ કરી આપવા સં. ૧૯૭૮થી શરૂ કરી ૧૯૮૦ સુધી 'મિત્ર' માસિકમાં પાનેપાનાં ભરેલાં છે, તેમાં દલીલો એવી રજુ થઈ છે કે :—

"ખડાયતાનાં ગોત્ર નામનાં ગામડાં નાની મારવાડમાં આવેલાં છે. તે ગામડાંનો ક્ષત્રિવંશે સાબરમતિને કાંઠે આવી વસાયત કરી. આ ક્ષત્રિઓ ચૌહાણ-પરમાર-જાદ-વવંશના હતા. ખડાયતા શબ્દમાં ખટ તે ક્ષત્રપ અને આયતા તે તણાઇ આવવું. રાજભાઇના ચતુર્ભુજ શબ્દથી

તે ચુલુઆણુ ક્ષત્રિજાત–જૈન મંદિરોમાંના લેખોમાં "સિંહ" શબ્દથી ક્ષત્રિ, તે ખડાયતા. રૂદ્રદામાના સિક્કાથી મોડર્ન-રિવ્યુથી જ્ઞાતિમાં પરદેશી લોહી મિશ્રણ થઇ વર્ણસંકરતા ક્ષત્રિના ઇષ્ટદેવ તે સૂર્ય અને સૂર્ય તે જ કોટયર્ક. આ ક્ષત્રિઓ જૈન દિક્ષા પામી જૈનના ગચ્છ—સંઘમાં એક ચારે થયા. તેમાં નાતજાતનો તફાવત નહોતો. તે ક્ષત્રિઓનાં ગોત્ર શાખા લુપ્તપ્રાય થઇ વૈશ્ય બન્યા. તે ખડાયતા કહેવાયા. તેમજ ખાંટ શબ્દથી ખડગધારિયા તે ખડાયતા. એટલે તે રજપૂત કોમ કહેવાતી. તેથી ખડાયતાનાં ગોત્રો "મૂળ પુરૂષ પરથી નથી" તેથી તે ખરાં ગોત્રો હોઈ બંધન રૂપ નથી " વિગેરે.

આ દલીલો ટોડ રાજસ્થાન, જૈન મંદિરોના લેખો અને વહિવંચાના ચોપડાથી સિદ્ધ કરી "ખડાયતા મૂળ કોણ હતા?" તે નામનું પ્રમાણપત્ર છેલ્લી પરિષદમાં વેહેચ્યુ. અને ખડાયતા તે ક્ષત્રિ હોઇ જૈન બની વૈશ્ય થયા છે તેવું નિશ્ચય કરી આપ્યું.

આ લેખ ઉપર ઉત્તર પક્ષ ઉભો થયો. તે બે વરસના લેખોને નાબુદ કરવા અને વાસ્તવિક સ્વરૂપ શું છે તે જણાવનારૂં ભેટ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું. ભેટ પુસ્તકમા બે વરસના લેખોની દલીલો ( પા. ૫ થી ૧૫ સુધી ) લીધી છે. અને સ્વશાસ્ત્ર સિદ્ધાંત ખડો કરી ખડાયતા મૂળમાંજ શુદ્ધ અને વૈદિક ગોત્રવાળા ઠરાવ્યું છે.

ભેટ પુસ્તક પ્રકટ થતાં પૂર્વે 'ગોત્રોત્પત્તિ' અને પછી 'સમીક્ષા' નામનાં બે પુસ્તકો પૂર્વ પક્ષ તરફથી પ્રકટ થાય છે. તે બને પુસ્તકોની દલીલો પ્રથમના માસિક લેખોથી તદ્દન અલાયદી જણાવે છે.

# "ગોત્રોત્પત્તિ" અને "સમીક્ષા" શું નિર્ણય કરે છે !

"ખડાયતા તેમની મૂળ ઉત્પત્તિ પહેલાં નાગરમાંથી હોઇ, ગુજરાતના વડનગર—આનંદપુરમા તથા તેની આસપાસના રહેનારા હતા, પણ જ્યારે કારણવશાત્ તેમને રજપૂતાનાવાળા ગુર્જર પ્રદેશમાં જવું પડયુ અને ત્યાં થોડોક વખત રહ્યા. તે પછી સંજોગોને અનુસરીને પાછા મૂળ વતન તરફ આવવું પડયું. ત્યાર પછી થોડો સમય તેમનો ખડાયતાવાળો સમુહ નાગર આમ્નાયમાથી છૂટો પડી એક સ્વતંત્ર જ્ઞાતિ તરીકે ઓળખાયો." ( સમીક્ષા પાનું ૩ ) "ખડાયતા કોમ જેમાંથી નીકળી છે તે નાગર કોમ—ખાસ કરીને નાગર બ્રાહ્મણો સૂર્યોપાસક હતા." "ખડાયતાની ઉત્પત્તિ નાગરમાંથી થઇ છે." "નાગરોનાં ગોત્રો ખડાયતાનાં ગોત્રો સાથે મળતાં આવે છે," ( મણકો, પા. ૫–૩૨–૩૩ ) "અન્ય શાસ્ત્રીઓ કહે છે કે ગોત્ર જેવીજ બળવાન અવટંકો છે. અને તેવી અવટંકો જેની મળતી આવે તેવા સાથે કન્યા વ્યવહાર કરવા નહિ. ( સમીક્ષા પા. ૨૬ )

## તુલનાત્મક સવાલો

(૧) જે બે વરસ સુધી લખેલા સિદ્ધાંતવાદમાં ખડાયતા તે મૂળ ક્ષત્રિ ખાંટ અને જૈન બની વૈશ્ય બનેલા તે ખરા ? કે નાગરમાંથી ખડાયતા બનેલા તે ખરા? કયો પરિણામ ખરો ?

(૨) લેખોમાં ગોત્રોત્પત્તિમાં અને સમીક્ષામાં એક એક પછી એક સ્થપાતા મુદ્દાઓ એકરૂપ વિષય થાય છે કે ભિન્ન ભિન્ન ?

(૩) ત્રણે પુસ્તકોનો કર્તા એક છે, તો તેમાં સ્થપેલા મુદ્દાઓ પરસ્પર વિરૂદ્ધ છે કે અવિરૂદ્ધ ? અગર પોતાનાં ત્રણે પુસ્તકોની યથાર્થ સમાલોચના કર્યા વિના અન્યના ભેટ પુસ્તક સાથે કેવી રીતે તુલના કરાવવી ? આમાં તે વિદ્વાનનું કયુ કૌશલ્ય અગર ચાતુર્ય દેખાય છે ! અને તેમાંનો કયો વિષય વિવાદગ્રસ્ત થાય છે ?

કહેવાય છે કે બ્રહ્માને ચાર મુખ હતાં. દરેક મુખથી જુદાજુદા વેદો પ્રકટેલા છે, પણ ચારે વેદો એક બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે. રાવણને દશ મુખ હતાં. તે દશ મુખે દશ દિશામાં જવાબ આપતો, પણ દશે મુખમાં રામનુંજ ધ્યેય હતુ. એક મુખે રામ તો બીજા મુખે લક્ષ્મણ, ત્રીજે વિભિષણ એમ કરતો નહતો. તો આતો લેખો ગોત્રોત્પત્તિ અને સમીક્ષાના અનેક મુખો અને અનેક મુદ્દા પરસ્પર વિરૂદ્ધ રહેલા જણાય છે. તો હવે કયા મુખથી વદેલા કયા મુદ્દાઓ વિવાદગ્રસ્ત છે, તે કહેવું મુશ્કેલ છે. માટે જે પુરૂષો વિવાદગ્રસ્ત મુદ્દાઓ માનતા હોય તેમણે તેવા મુદ્દાઓ શોધી તેની તુલના કરવી ઘટે છે. બાકી ઉપરોક્ત ત્રણે પુસ્તકો સાથે ભેટ પુસ્તકની તુલના કરવી ઘટી શકતી નથી; પણ ભેટ પુસ્તકને વિજયી બનાવવા ગોત્રોત્પત્તિ અને સમીક્ષા કયું સમર્થન આપી ફલિતાર્થ સિદ્ધ કરે છે તે હવે સમસ્ત યજમાનોની સમક્ષ રજુ કરવાનું પ્રાપ્ત થાય છે.

# તુલનાત્મક વિચારો

અનેક પ્રકારની યુક્તિઓ કરી શકાય, તો પણ મૂળ પ્રશ્ન માટેનો પ્રથમ સ્થાપેલો મુદ્દો તો, કાયમજ રહેવો જોઇએ, એવું પક્ષકારોનુ ધ્યેય હોય છે. આ ધ્યેય કદિ પણ ખસવું અગર ખસેડવું ન જોઇએ. એક વખત ક્ષત્રિ તો બીજી વખત ખાંટ, ત્રીજી વખત જૈન થઇ વૈશ્ય, ચોથી વખત તે બધા ક્ષત્રિ, રજપૂત, સેમેટીક, હુણ. શિથિઅન, ઇરાની, લોહીથી મિશ્રણ બની વર્ણસકર, પાંચમી વખત તે બધા એકસઘ–ગચ્છ બની એક આરે અને ગોત્રો લુપ્ત તેથી ગોત્રો બધન રૂપ નથી, છઠ્ઠી વખત નાગરમાંથી ખડાયતા, તે સર્વે જૈન નહોતા, ક્ષત્રિ નહોતા, ખાંટ નહોતા. મિશ્રણ લોહી નથી. પરદેશી લોહી ભળ્યુ નથી, અને તે સર્વે શુદ્ધ તેમજ ગોત્રો જેવી અવટંકો પણ બધન રૂપ છે. આવુ પરસ્પર વિરૂદ્ધ, વિચાર કર્યા વગરનુ, લખાય તો પછી પુસ્તકો પ્રકટ કરવામાં શુ હાસલ વારૂ ? આવા લેખોથી શુ ફળ આવે તે જુઓ.

ગોત્ર સમીક્ષા—"ખરી વસ્તુસ્થિતિ ઉપર પડદો નાંખવાનો યત્ન થતો હોય અને ભળતીજ દલીલો રજુ કરી અવળે પંથે યજમાનોને ધર્મના બ્હાને ઘસડવાના ચિન્હો જણાતા હોય ત્યાં મારે ચુપચુપ બેસી રહેવુ એ મારે માટે અધર્મ્ય છે' (સમીક્ષા પ્રથમ પૃષ્ટ) જણાવવું જોઇએ કે દરેક માણસ જો તે સમજ ધરાવે તો જે વખતે જે વસ્તુ જોઇએ અગર માંગવામાં આવે, તેને લગતીજ વસ્તુ–દલીલ રજુ કરવી જોઇએ. અગર તો, ભોજન વખતે મીઠું માગે અને તે બદલ ઘોડો લાવે, તેનું શુ સમજવું! શો ઉપયોગ? સિધવનો અર્થ

મીઠું અને ઘોડો બન્ને થાય છે. માટે માણસમાત્રે તેજ મુદ્દો સમજવો જોઇએ. અને પ્રકરણને લગતીજ દલીલ રજુ કરવી જોઇએ–અન્યથા નહિ. અને ભળતી વાત છોડી અપ્રાસંગિક દલીલો મૂકવાથી શુ પરિણામ આવે તે ગોરે પ્રથમ વિચારવુ જોઇએ, નહિં તો મારા વિદ્વાન યજમાનની માફક "લેવા ગઇ પુત અને ખોઇ આવી ખસમ," એવો ઘાટ થઇ જાય. જેના પર કોપ ન થાય, તેના ઉપર વિના કારણે કોપ થયો, મૂળ પ્રશ્ન માટે, વગર વિચારે સ્થાપેલા મુદ્દાઓનુ વારવાર ઉત્થાન થવાથી મનની સ્થિતિ ચંચળ થઇ, અને વિષય વિવાદગ્રસ્ત તો નહિ પણ "વિષાદી" બની ગયો–તે એટલે સુધી કે પોતાના પૂજ્ય ગોરને કોપરૂપ રૂદ્રાક્ષનો બીજો મણકો, વિષમય, અનેક જાતની વાનીઓ રૂપે પૂર્વજોઆમાં, પીરસવામાં મહત્તા સમજાઇ, તેમજ અમદાવાદ મુકામે મિત્રાઇ સાધી ભેટનો મૂળ ખરડો જોવા મંગાવે, તે પંદર દિવસે પરત કરતાં કાગળ સાથે ભેટ પુસ્તક છપાવવા રજા આપે અને ગુપ્તપણે પાછળથી ગોત્રોત્પત્તિ અને સમીક્ષામાં વાદ ઉપસ્થિત કરી વિશ્વાસભંગ કરે, તેવુ અકાર્ય ભળતી વાતો છોડવાથી થાય છે એવુ ગોર કેમ ન સમજે? અને આ પ્રવૃત્તિ પણ પ્રવાહપતિત કાર્યરૂપ હોવાથીજ ના છૂટકે કરવી પડે છે.

યજમાનને શા માટે સમીક્ષારૂપ કોપ ઉભો થયો તે કાંઇ સમજાતુ નથી. તેમ તેવુ કોઇપણ કારણ ભેટ પુસ્તકે આપ્યું નથી. અગર અન્ય કોઇ એવુ બીજું પત્ર–લખાણ થયુંનથી. ભેટ પુસ્તકમાં જે કાંઇ હોય તો પ્રમાદ–ભ્રાન્તિ બાળબુદ્ધિ આ શબ્દો વપરાયા છે.

અને આવા શબ્દો, પક્ષકારો પોતાના સિદ્ધાન્તવાદમાં વાપરવા સામાન્યગણે છે. આ વાત સુપ્રસિદ્ધ છે. કોર્ટોમાં ન્યાયાધિશઆગળ વાદી–પ્રતિવાદીના વકીલો મિત્ર છતાં પોતાની દલીલો સિદ્ધ કરવા આવા શબ્દો વાપરે છે, છતાં બહાર આવી સાથે બેસે છે, બોલે છે અને આનદ કરે છે. પણ પરસ્પર એકબીજાને ખોટું લાગ્યું હોય તેમ કદિપણ જણાયુ નથી. તેમ બુદ્ધિપૂર્વક તે શબ્દો, ભેટ પુસ્તકે વાપર્યા નથી, તેમ ગોર પોતાના ગ્રથમાં વિનાકારણ પોતાનાં નાણાં ખર્ચી બીજાને ખોટું લગાવવાનુ કામ કરે તે માનવું ઠીક નથી. ભેટ પુસ્તકમાં જે શબ્દો વપરાયા છે તે નિયમથીજ મુકવામાં સાધ્ય ગણાયલા છે મનસ્વી ચેષ્ટા ગોરે કરી નથી. તેમ છતા તે શબ્દો ખરી રીતે વપરાયા છે કે દ્વેષ ઉત્પન્ન કરવા વપરાયા છે તેની મારા યજમાનને મારે ખાત્રી તો આપવીજ જોઇએ. ભેટ પુસ્તક ઉપર પ્રકટ થનાર ગોત્રોત્પત્તિ અને સમીક્ષામાં, યજમાનની પ્રમાદ ભ્રાન્તિ અને બાળબુદ્ધિ કેવી થઇ છે તે મારા વિદ્વાન યજમાનને ખબર તો ન હોય, પણ તે મારે દીલગીરી સાથે સ્પષ્ટ કરવી પડે છે.

૧ જ્યારે નાગરમાંથી ખડાયતાનું મૂળ બતાવવું હતું તો ખડાયતાનુ મૂળ ક્ષત્રિ જૈન એક આરે ગચ્છમાં મૂકવાનું શું પ્રયોજન? આ શું ભ્રાંતિ ન કહેવાય?

૨ એક જ્ઞાતિના ગોત્ર સવાલમાં અપ્રસંગ છતા, ગંગાસ્વરૂપ આખીય જ્ઞાતિને વર્ણસંકર તેમજ ચાતુર્વર્ણ્ય પ્રજાને પણ પરદેશી લોહી ભળી વર્ણસંકર, ગોરની જ્ઞાતિને પણ નાગર શ્રીમાળી મિક્ષ્ચર, બનાવવાનો શો હેતુ વારૂ?

ઉપરાંત હરે ખડાયતા આખીય જ્ઞાતિએ જૈન ધર્મ પાળ્યો હોય, તેમ મિશ્રણ લોહી હોવાનું માનવાને સબળ કારણ નથી, વિગેરે લખવું પડયું (ગોત્રો, પા. ૧૪૨–૧૪૩) તે શું બાળબુદ્ધિ જણાતી નથી ! આ ઇતિહાસ શું કામનો?

૩ રા. મુળજીભાઇનો પ્રસંગ ગોરને હતો, પારકી વાત માથે લેવાનો પ્રસંગ નહિ છતાં તેની વાતો "કેકડી"થી અલંકૃત કરવી તે શું પ્રમાદ જણાતો નથી ?

૪ નિર્દોષ તંત્રીનો દરેક બાબતમાં "હાથ છે" એવો મિથ્યા આરોપ વગર વિચારે મૂકવાથી શું લાભ? ભેટ તરીકે પુસ્તક અપાયેલુ છતાં પૈસા કોણે માગ્યા ? કોણ કેવી રીતે કોના ઉપર ઉપકાર કરે છે તે વાત આપ સમજો છો ? છતાંય આમાં આપને શુ પ્રસગ હતો ? આ સર્વ આપનો અત્યંત પ્રમાદ સ્વભાવજ છે. તે સિવાય બીજું શું કહેવું ! અને આ સર્વ. ભળતી દલીલો છોડવાથીજ થયુ છે. જરૂર વગરનું લખવામાં હાનિ છે.

૫ જૈન ટોડ રાજ્યસ્થાન અને વહિવચારૂપી ડાળ ઉપર ચઢી ખડાયતારૂપ સનાતન થડને કાપવામથન કરેલું પણ સુભાગ્યે ખડાયતા તો શુદ્ધ નાગરમાંથી થયા છે. એવું આપે પાછું પ્રતિપાદન કર્યું. તે શું ડાળ ઉપર ચઢી થડ કાપવા સરખું પ્રથમ આપે નહોતું કર્યું ? ભેટ પુસ્તક ઉપોદ્ઘાત શું ખોટું કહેતો હતો !

૬ જે વિદ્વાન પદ્મપુરાણ, સ્કંધપુરાણ વગેરે ક્ષેપક માનતા, હાલનાં બનેલાં માનતા. તેનો અસ્વિકાર કરતા, તેજ વિદ્વાન પાછા તેજ ગ્રંથોનો સ્વિકાર કરે, અને સાબરમતી મહાત્મ્ય જેવા હાલમાં બનેલાને પ્રમાણ કરે અને

કાટયર્ડ મહાત્મ્યને ઘરગથ્થુ, માને અપ્રમાણ્ય ગણે અને કલકત્તાની પ્રત માગી પ્રશ્ન કરે તે પાછા તેના તેજ ગ્રંથોદ્ધ પ્રમાણ્ય ગણે અને તે આધારે પ્રદર્શિત કરે તે શું સૂચવે છે ? પ્રમાદ નહિ ?

આવાં અનેક પ્રકારનાં વિરૂધ્ધ વચનો, લેખો ગોત્રોત્પત્તિ અને સમીક્ષામાં ભરપૂર જોવામા આવે છે, તે સર્વનો પરિહાર્ય કરી બેટ પુસ્તક મંદિરમાં પુન પ્રવેશ કરાવવા ઇચ્છું છું અને સર્વ વિદ્વાન–અવિદ્વાનને આમંત્રણ કરું છુ. તેમાં સ્થાપેલા મુદ્દા અને સિધ્ધાન્તને ગોત્રોત્પત્તિ અને સમીક્ષા કેવી રીતે ટેકારૂપ થાય છે અને કેવી રીતે બાધ કરે છે, તે બતાવવા પ્રકરણ શરૂ કરીશુ આ બેટ પુસ્તક મંદિરમાં જવા પૂર્વે, સામાન્ય વર્ગને કેવી રીતે નિઃરીક્ષણ કરવુ તેની કંઇક સૂચના આપવી જરૂરી છે.

## " લૉજીક–થિયરી "

### [ સર્ગ બીજો ]

### ગ્રંથનિર્ણય–કાનુન

કોઇ પણ ગ્રંથ લખવામા કે નિરીક્ષણ કરવામા કયાં કયા સાધનો લેઇ નિર્ણય કરાય તે પ્રથમ જાણવુ જોઇએ.

૧. કોઇપણ ગ્રંથના આરંભમાં અને સમાપ્તિમાં લીધેલા વિષયનું નિરૂપણ એકજ અર્થાત્ ઉપક્રમ–ઉપસંહારની એકતા આવવી જોઇએ. તે પ્રથમ ' લિંગ ' મનાય છે.

૨. ઉપક્રમના વિષયને અનેકવાર કથન કરવામાં આવે તો તેને "અભ્યાસ" બીજું લિંગ કહેવાય છે.

૩. જે શાસ્ત્રનો જે અસાધારણ વિષય, તે શાસ્ત્રના અસાધારણ પ્રમાણ અને યુક્તિવડે પ્રતિપાદન કરવાની જે રીત, તે તેની "અપૂર્વતા" નામનું ત્રીજુ લિંગ છે; અથવા અન્ય શાસ્ત્રથી નહિ પ્રતિપાદિત થનાર હોવાથી તેને "નવિનતા" પણ કહેવામાં આવે છે.

૪. જે શાસ્ત્રના પ્રતિપાદિત વિષયના સેવનથી અગર અનુભવથી, જે પ્રયોજન અને ફળની કર્તાને સિદ્ધિ, તે ફળ-રૂપ ચોથું લિંગ કહેવાય છે.

૫. પ્રાસંગિક વિષયમાં જે શાસ્ત્રમા જે વિષયની નિંદા કરાય અગર કરી હોય તેમાં તે શાસ્ત્રનું તાત્પર્ય મનાતુ નથી: પણ જે વિષયની સ્તુતિ કરી હોય તે વિષયમાં તે શાસ્ત્રનું તાત્પર્ય માનવામાં આવે છે, તેને સ્તુતિનિંદાના વચનો તરીકે "અર્થવાદ" નામનુ પાંચમું લિંગ કહેવાય છે.

૬. પ્રતિપાદ્ય વિષયનું યુક્તિઓ અને ઉદાહરણવડે સંભવિતપણું સિદ્ધ કરી બતાવવું તે "ઉપપત્તિ" નામનું છઠ્ઠુ લિંગ કહેવાય છે.

આ ૭ લિંગો ઉપરાંત ગ્રંથમાં કોઇકોઇ સ્થળે મંત્ર-રૂપ ગૂઢાર્થ રાખેલો હોય છે, તેને જાણવા માટે દેવતા, છંદ. ઋષિ અને વિનિયોગનો પ્રકાર છે. વૈદિક મંત્રોમાં આજ પ્રકાર જાણી "દ્રષ્ટા" થવાય છે.

જે કોઇપણ વિષય અગર કર્મનો આદર કરવો તે વિનિયોગ છે. વિનિયોગમાં ઉપક્રમ–ઉપસંહાર પ્રમાણે જ

જાણી લેવુ. વિનિયોગમાં ફળનો ઉદ્દેશ રાખ્યો હોય કિવા ન હોય તોપણ ફળ અપેક્ષિત રહે છે, તે કર્ત્તાને પુષ્ટિ આપે છે. મત્રમાં રહેલા ગૂઢ અર્થ સકેતથી તેની અપૂર્વતા જણાય છે. અર્થવાદ અને ઉપપત્તિને સાધનાર છંદ શબ્દ વાચ્ય થાય છે. અક્ષર, માત્રામેળ "મયરસતજભનનગ" સમન્વિતથી અર્થવાદ અને ઉપપત્તિ સિદ્ધ થાય છે. મત્રના પદોનો ક્રમ વારવાર બોલવાથી અભ્યાસ સમજાય છે. અને આ સર્વે એક થવાથી તેના દેવતા–ગ્રથનો નાયક–પ્રત્યક્ષ થાય છે અને પ્રયોજન સિદ્ધ થાય છે. આ પ્રકારે મત્ર યત્ર અગર ગ્રથની સમાલોચના કરવાથી તાત્પર્ય સારી રીતે સમજી શકાય છે.

## વિષય સિદ્ધાન્તના સાધનો

હવે વિષય સાધવાના પ્રમાણો પણ જાણવાં જોઇએ. શાસ્ત્રમાં પ્રમાણો મુખ્ય ચાર છે. ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ આમ, ૪ ઐતેહ્ય.

૧. જે પદાર્થ, મન ચક્ષુરાદિ ઇન્દ્રિયોથી સિદ્ધ થાય તે ' પ્રત્યક્ષ પ્રમાણ " છે.

૨. જે પદાર્થ, મન ચક્ષુરાદિ ઇન્દ્રિયોથી નહિ જણાતાં તેના કાર્યથી જાણી શકાય તે ' અનુમાન " છે.

૩. જે પદાર્થ, મન ચક્ષુરાદિ ઇન્દ્રિયોથી પણ યથાર્થ ન જાણી શકાય, અને જેમાં અનેક તર્ક વિતર્કો ઉપજે, તે સર્વનો બાધ કરી સ્પષ્ટ કરી આપનાર " આમ પ્રમાણ (શ્રુતિ) ત્રીજુ' છે.

૪ જે પદાર્થ, ઉપરોક્ત પ્રમાણોનો વિષય નહિં થતા ભૂતકાળનો ફલાદેશ હોય તે ઐતિહ્ય પ્રમાણ છે (ખગોલ-તારા સૂર્ય ચંદ્રાદિની ગણતરીથી પ્રતિપાદન કરાય તે)

આ પ્રમાણે ગ્રંથમાં પ્રવેશ કરવા પૂર્વે જાણવાનું પ્રાપ્ત થાય છે તેથી બેટ પુસ્તકમા કયું પ્રમાણ લેવા યોગ્ય છે તેનો પણ અત્ર વિચાર કરી લેઇએ પોતાને વિષયભૂત થયેલા પ્રશ્નને પ્રતિપાદન કરનારા પ્રમાણોમા કયા કયા પ્રમાણો લેવા યોગ્ય છે અને તેમાય શ્રેષ્ઠ કયું ? તે વિચાર કરવું જોઇએ

કોઇ પણ વિષયને ચર્ચવા માટે તેના હેતુને પ્રથમ આગળ કરવા પડે. તેથી આપણા વિષયભૂત થયેલા પ્રશ્નનું કારણ કન્યાની અછતને લેઇ એક ગોત્રમાં વિવાહ થાય કે કેમ ? આ 'કારણ' છે. આ કારણમાથી જન્મ પામનાર (શ્રી. છો. ભૂ.) કાર્યરૂપ ગોત્રો અને તેનાં બંધનો, શાસ્ત્રથી છે કે કલ્પિત ? આ પ્રશ્ન ચર્ચાત્મક થયો. કાર્ય અને કારણ સાથેજ વિચારવું પડે અને ઉપજેલું કાર્ય કયા સ્વરૂપમાં છે તે તેના વાસ્તવિક સ્વરૂપને નકી કરી તેના પુરતોજ જવાબ આપવો ઘટે. કાર્ય કારણ અલગ થઇ શકતું નથી અને જો કરવામાં આવે તો મુળ મુદ્દો ઉડી જાય અને નિર્ણય કરનારનું મન ભ્રમિત થાય. માટે મિથ્યાશ્રમ ન થાય તેટલા માટે "પૂછે તેટલોજ જવાબ" આટલુંજ નિર્ણય કરનારને માથે જોખમ રહેલું છે. અને આ પધ્ધતિ પરાપૂર્વથી વ્યવહારમાં પણ જોવામાં આવે છે. રાજ્ય કોર્ટમાં પણ અરજ તેટલો જવાબ મળે છે તેના

અંતર્ગત રહેલા અને નીકળતા સવાલો અલગ માનવામાં આવે છે.

તો હવે ગોત્રો શાસ્ત્રથી છે કે કલ્પિત ? આટલા પ્રશ્નનો જવાબ કરવા માટે કયું પ્રમાણ શ્રેષ્ટ ગણવું, તે વિચારવા જોગ છે.

ગોત્ર શબ્દ વર્ણ કોટિનો છે. તેમાંય દ્વિજવર્ણનો નિત્યાભિવાદનમાં વપરાતો, ધર્મ કૃત્યનો અધિકાર સૂચવતો, નીચ વૃત્તિને હઠાડી કુળના અભિમાનને ધારણ કરાવી ધર્મમા રાખનાર છે, માટે ગોત્ર શબ્દ ધર્મનુ અંગ છે અને ધર્મનુ જે અંગ છે, તો ધર્મના અંગે રહેલા "પ્રમાણો" સંગત રૂપ હોવાથી ગ્રાહ્ય છે.

પ્રમાણો ઉપર કહ્યાં તેમાં મુખ્ય પ્રમાણ "પ્રત્યક્ષ" છે- તેની આગળ બીજા પ્રમાણો ગૌણ છે. તો જો પ્રત્યક્ષ પ્રમાણથીજ પૂછેલા પ્રશ્ન સંદર્ભનો નિકાલ થતો હોય તો ભૂત ભવિષ્ય ખગોળાદિ ઐતેહ્ય પ્રમાણ તે સ્થાને અપેક્ષિત નથી. પ્રત્યક્ષ પ્રમાણમાં જો કાંઇ સંદેહ ઉપજે તો શ્રુતિ–આપ્ત પ્રમાણ તેને ટેકારૂપ છે. આવો ન્યાય છતાં જો ઐ-તેહ્ય પ્રમાણ અંગિકાર કરીએ તો પ્રત્યક્ષ પ્રમાણનો અના-દર કરવાથી વાદીનું છિદ્ર થશે અને અપ્રમાણ્ય ઠરશે. કેમકે ભૂત ભવિષ્ય કરતાં વર્તમાન બળવત્તર છે. માટે આપણા વિષયમાં પ્રત્યક્ષ પ્રમાણ અનુભવમાં હોવાથી, ઐતિહાસિક પ્રમાણ અત્રે અપેક્ષિત નથી. કદિ ઐતેહ્ય પ્રમાણ લેઇએ તો ખગોળ દર્શક સૂર્ય ચંદ્ર તારકોની ચાલ સાધી ગણિતથી સિધ્ધ કરવું જોઇએ.

અગર તો આમ પ્રમાણોનું સ્વધર્મ શાસ્ત્રમાના ઇતિહાસોથી લાવવુ જોઇએ, પણ જે પરદેશી ભારતીય ધર્મથી વિરૂદ્ધ ૧૫૦ વર્ષ પૂર્વના ભારત ધર્મના અજાણ ભરતખંડથી ભિન્ન, જેના રીતરિવાજો ગોત્ર પ્રબંધથી રહિત ભારતીય ધર્મનું જ્ઞાન છતાં પોતે તેને નહિ સ્વીકારતા પોતાનો ધર્મ જગતમાં વધે એમ ઇચ્છી ભરતખંડમાં ક્રિશ્ચિયનીટી વધારે તેવાનો તેમની ભેગી કરેલી ગાથારૂપ ઇતિહાસ ગોત્ર ધર્મના નિરૂપણમાં અપેક્ષિત નથી. તેમજ ભારતીય છતાં અન્ય સંપ્રદાયને સેવતા બ્રહ્મોસમાજ, પ્રાર્થના સમાજ, આર્યસમાજ વિગેરે ગોત્રધર્મને નહિ માનનારાના વચનો પણ ગોત્રધર્મ માનનારાને અગ્રાહ્ય હોવાથી ગોત્ર ધર્મ નિરૂપણમાં અપેક્ષિત નથી. વર્ણ, જાત, જ્ઞાતિ નહિ માનનારા એકજ નેશનમાં રહેલા આર્ન્નસ્પેંસરહુડ તેમજ બૌદ્ધ જૈનાદિ શાસ્ત્રનાં વચનો ગોત્ર ધર્મમાં બીલકુલ અપેક્ષિત નથી. અને આવા ઇતિહાસો લેવાથી નિર્ણય કરનાર સ્વધર્મનો સિદ્ધાત સ્થાપતાં મોહ પામે છે અને ધર્મથી ચલાયમાન થાય છે. તેનો સ્વધર્મભાવ આસ્તા ડગી જાય છે, માટે અગ્રાહ્ય છે. માટે આપણા પ્રશ્નનો સદર્ભ દરેકને પોતાના અનુભવનો વિષય છે. પોતે કયા દેશ, કાળ, વર્ણ, જાતિ. સંપ્રદાય ધર્મ અને તેના શાસ્ત્ર અને તેથી કરાતા આચારાદિ કર્મો જે મર્યાદામાં રહેલાં છે તે તેને પ્રત્યક્ષ છે: તેથી તે માણસ તેને અનુસરીનેજ તે મર્યાદા પાળે છે. હવે મર્યાદા પાળવી અને વિચારવી, તે બન્નેનાં સ્વરૂપ જુદાં છે. પાળવી તે પોતાના કુટુંબ પરંપરાથી ઉતરી આવતી જન્મયોનિના કારણે પાળવાની ઠરેલી છે, અને તે શા માટે

પાળવી, ક્યાંથી અને ક્યારથી પળાતી આવે છે, અને તેમાં અવાન્તર શું ફેરફાર થયેલા છે, તેનો "ઉત્તમાધમ" પરિક્ષણ વિચાર જુદો છે. આ બીજો વિચાર ઐતેહ્ય (ઐતિહાસિક) છે, જ્યારે પ્રથમનો ઉતરી આવેલો પ્રત્યક્ષ વિચાર સર્વમાં પલાતો હોવાથી ધર્મનું પ્રધાન અંગ છે. માટે આપણા વિષયભૂત પ્રશ્નને પ્રત્યક્ષ પ્રમાણ અને તેને આધારરૂપ આપણું ધર્મશાસ્ત્ર હોવાથી પ્રત્યક્ષ પળાતા ધર્મનો નિર્ણય કરી શકાય. વિવાદ કરનારા વાદીઓમા એક કહે છે કે "મેં પ્રત્યક્ષ જોયું છે," જ્યારે બીજો કહે છે "મે સાંભળ્યું છે" તો આમાં શ્રેષ્ટ કોણ? તેનો નિર્ણય "શ્રુતિ" જણાવે છે કે चक्षुर्वै सत्यं ! चक्षुर्हि वै सत्यं ! જે પ્રત્યક્ષ છે તેજ સત્ય છે, અને તે બળવત્તર છે, માટે આપણા વિષયમાં પ્રત્યક્ષ પ્રમાણજ શ્રેષ્ટ છે.

## ભેટ પુસ્તક મંદિર

### [ સર્ગ ત્રીજો ]

### પ્રોત્સાહન

ગયા પ્રકરણમાં વિષયને જાણવાના સાધનો સાથે આપ સમીક્ષક ભાઇઓસહ મંદિરમાં પ્રવેશ કરીએ. ધીમે ધીમે અને રાહતથી પ્રવેશ કરવામાં સુગમતા રહેલી છે. ઉતાવળ અને સાહસનું અત્રે કામ નથી. રસ્તો ઘણો વિકટ અને કઠણ છે. ખાડાટેકરાવાળો રમણિય ઉચ્ચ પ્રદેશ સાબરકાંઠા ઉપર રહેલો ભેખડ પડે તો ધમાયનમઃ કહેવડાવે તેવો. પ્રાચીન મંદિરના મૂળને વહન કરતો અંગાનો (જ્ઞાતિ)

નવાહ આવી લાગવાથી નવિન મંદિર બનાવવાની જરૂર પડી, બંધાયું અને તેમાં હવે પ્રતિષ્ઠાનીજ ધામધૂમ કરવાની રહી છે. તે યજમાનો સાથેજ કરવામાં આવે તો ગોરને પછી પ્રોત્સાહન મળવામાં ચિન્તાજ શાની? પુસ્તક મંદિરને આજનું પૂર્ણિમાનું મુહૂર્તજ શ્રેષ્ટ છે. આ ભેટ પુસ્તક પૂર્ણિમા તે માર્ગશીર્ષની (ઉત્તમ માર્ગદર્શક) છે. તેનો પૂર્ણ ચંદ્ર પોતાનાં શીતળ કિરણો વડે, ગોત્ર સમીક્ષાની ઉષ્ણતાને આચ્છાદન કરી સર્વની શાન્તિ જુએ છે.

જાણવાના બે રસ્તા છે. એક બુદ્ધિ અને બીજી શ્રધ્ધા. ચિન્ત્ય પદાર્થ માટે બુદ્ધિ અને અચિંત્ય પદાર્થ માટે બુદ્ધિ અને શ્રધ્ધા–અગર કેવળ શ્રધ્ધાજ. આ વેદાંત સૂત્ર કંઠસ્થ રાખવા યોગ્ય છે. ત્રીજો પ્રકાર નથી. ધર્મ ચિંત્ય છે તેમ અચિંત્ય પણ છે. ધર્મનું સૂક્ષ્મપણું જાણવું તે મહાસભામાં સતી દ્રૌપદીના પૂછેલા પ્રશ્નના જવાબમાં, ધર્મતત્વને જાણનારાઓમા શ્રેષ્ટ ભીષ્મ પણ મૌન રહ્યા હતા. દ્રૌપદીનો પ્રશ્ન કાંઇ અચિંત્ય નહોતો, છતાં પણ નિરૂપણ કરવામાં ધર્મ તત્વ જાણનારે હકારકાર કર્યો નથી. તેજ ધર્મની સૂક્ષ્મતા જણાવે છે. ધર્મની સૂક્ષ્મતા જાણવામાં ખાસ શ્રધ્ધા અને બુધ્ધિની પ્રથમ જરૂર છે.

આપ જુદા વિચાર ધરાવતા હો, હાલનો ધર્મ બગડી ગયો માનતા હો, બ્રાહ્મણો નામ ધારી ગણતા હો, તેમની પોપલીલા કે કર્મ લીલા જાણતા હો, જ્ઞાતિમાં અનેક રંગ થતા જોતા હો. જમાનાને અનુસરી સુધારણાના હિતેચ્છુ હો અગર દુનિયાની ગમે તે સાંપ્રાદાયિક દૃષ્ટિ રાખતા હો છતાં ભેટ પુસ્તક મંદિરમાં બનાવવામાં આવતા ચિત્રપટને

જોવામાં આપને શુ હાનિ થવાની ' આ તુલનાત્મક સ્વ સપ્રદાય ધર્મ દ્દષ્ટિવાદ માટે, આપની મનેચ્છિત વિચારણા ઘડીભર એક બાજુએ કેમ ન રાખો ' આટલી વિનતિ નજરમાં રાખી શાન્ત ચિત્તે મારી સાથે પધારવાનું કબુલ રાખશો

ભેટ પુસ્તકમાં પચાયતન દેવની સ્થાપના કરી છે. ૧ ગોત્રદેવ ૨ ગોત્રજાદેવી, ૩ ખડાયતા ૪ શ્રી કોટચર્ક ૫ તે સર્વની ઉપપત્તિરૂપ સભવિતપણાની જૈન વશાવલીનાં વચન. આ પ્રમાણે રચના કરવામા આવી છે. આ રચના જોવા માટે ભેટ પુસ્તક સાથે પૂર્વપક્ષના પ્રકટ કરેલા માસિક લેખો ગોત્રોત્પત્તિ અને સમીક્ષા મળી ચાર પુસ્તકો પાસે રાખવાનાં છે. તેમાં જ્યા જે પુસ્તકનો આધાર પાના સાથે બતાવવામા આવે ત્યા કૃપા કરી જોવા તસ્દી લેવી જોઇએ. આધારો જાણવાથી બુધ્ધિગમ્ય વાત સારી રીતે સમજી શકાય છે.

જુઓ...પે...એ....લી. પુસ્તક મંદિરની ઝગકતી ઝરીયાની ધજા. તે આપણા સમસ્ત જ્ઞાતિના પ્રતિનિધિ થયેલા વિચિક્ષણ તત્રીજીએ વિજય વાવટારૂપ ચઢાવી છે, તેજ જ્ઞાતિનો વિજય સૂચવે છે. ભેટ પુ. પાના ૪ થી ૧૬ સુધી તેમનોજ વાવટો ફરકે છે. વિજય કરનાર તો તત્રીજી થયા. અને ગોર યજમાન મિથ્યા માથાકૂટમાં પડયા. એના તકરારમાં ત્રીજોજ લાભ લે એ કહેવત સાચી પડી. ગમે તેમ થયું પણ વાત વોહોરી એટલે બને " વોહોરા " જ કહેવાય. " વોહોરા " અટકો ખડાયતામાં પણ છે. છતાં એકેને વોહોરા અટક ગમતી હોય તેમ જણાતુ નથી. એક છે

" ગોર, " બીજા છે " ગાંધી ": બંનેમાં ગકારતો રહેલો છેજ. એટલે જોડ તો સરખી મનાય, પણ તે વળી બંને ખખ્ખા, અને તેમાં વળી ગગ્ગાનું અનુસ્યૂત થવું, પછી પૂછવુંજ શું ! અક્ષરાભિધાન શું કહે છે.........

ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત;
જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કૃપા વિણુ સિદ્ધિ નથી.
ગગ્ગા ગુરૂની સેવા કરો, પરનિંદા પરધન પરહરો;
પ્રપચ તે પડવાનો ઠામ સાચે રાચે સીતારામ,.
એ શીખામણુ ચિત્તમાં ધરો ગગ્ગા ગુરૂની સેવા કરો.

આમાં ગકાર અનુસ્યૂત થઇ ખખ્ખાને શીખામણુ વચન છે. બંનેમાં ખખ્ખા શબ્દ એક વાચ્ય છે, પણ ગકાર તો ભિન્ન વાચી થાય છે. તે વાત શાણા પુરૂષ સમજી લેશે.

હવે આવ્યા સોનાના કળશ. શિખરપર કલશ ચઢાવનાર તો ગોર પોતેજ છે. જે ગોરોની ઉત્પત્તિ, નાગર શ્રીમાળી ક્ષેત્ર બીજ, માસિક લેખોમાં ઠરાવેલી છે. પોતાના પૂજ્ય ગોરો કોના ક્ષેત્ર બીજથી ઉત્પન્ન થયા તે શોધનાર ઐતિહાસિક પુરૂષ ભલે વિદ્વાન મનાતા હોય, પણ આવા વિદ્વાન શિષ્ય અગર પુત્રો, વડિલોનાં છિદ્ર જોવા જાય તો થો—લ—ન ખાય ? અર્થાત્ પુસ્તક અનધિકાર કહે તેમાં શું ખોટું ? આવો ઉપદેશ " ડાળ ઉપર ચઢી થડ કાપવા" સરખુ કરતો નથી ? પૂર્ણ જાણ્યા વિના કદિ પણ બોલવું તે ભૂષણરૂપ નથી તે ન કહેવાય ? અને ગોર જો આમ કહે તેથી વિદ્વાનો તે શબ્દને " ઠેકડી " કરી, સમજે ! જ્યાંસુધી ગોર યજમાનનો વ્યવહાર સિદ્ધ છે ત્યાંસુધી એકને

કહેવાનું તો બીજાને સાંભળવાનુ પ્રાપ્ત થાય છે. તો સ્વ-ચ્છંદે વર્તનાર યજમાનને પ્રસંગ આવે કહેવામાં આવતાં તે કૃત્ય ગોરને માટે અયોગ્ય ગણાય? માટે બેટ પુ૦ પ્રથમ શ્રદ્ધાનો અનુવાદ બતાવે છે. ધર્મમાં પ્રથમ શ્રધ્ધા-ની જરૂર છે. તેમ બુદ્ધિની પણ તેટલી જરૂર છે. જો એમાંથી એકનો પણ સ્વીકાર ન થાય તો કહેનારને વૃથા શ્રમ થાય છે તે જણાવ્યું છે.

હવે આવ્યું મંદિરનું પગથિઉં ઉપર ચઢો. કયા દ્વારેથી જઇશું? સ્વધર્મ કે પરધર્મ! ગ્રંથકર્ત્તાના ગોત્ર વિષયનો ઉપક્રમ કુળનો સ્તુતિવાદ. (બે૦ પુ૦ પા૦ ૪) આ સ્તુતિવાદમાં ગૂઢ રાખેલો "અર્થવાદ" તે આપણી "સુધારણા". સુધારણા એટલે તમે જે એક ગોત્રમા વિવાહ કરવા ચર્ચા ચલાવો છો તે, આ વાત ગોર સારી રીતે સમજે છે, પણ ગોર સ્થાનથી તે સુધારણામાં ભળી જવાય કે કેમ? તે ગોરે પ્રથમ જાણવું જોઇએ. ગોત્ર બંધનવાળા તમામ લોકો માટેનો પણ વિચાર કરવો પડે. આમાં ચોરાશી નાતના બ્રાહ્મણો અને વૈશ્યોનો સમાવેશ થાય છે. એક ગોત્રમાં વિવાહ કરવાની સુધારણા સર્વ ગોત્ર બંધનવાળા કબુલ કરશે? તમારામાં અછત એટલે કદિ કબુલ કરો, પણ જ્યાં એક ઉપર બીજી ત્રીજી મળતી હોય, તે કેમ કબુલ કરે? અને જો કબુલ ન કરે તો, હાલ જે ભાણા વ્યવહાર છે, તે પણ તુટી જાય. અને કુસંપ એટલો બધો વધી પડે કે, ગોત્ર તોડયારૂપ જાણે સમિધ હોમાયો. આ પ્રથમ વિચારવા યોગ્ય નથી? કદિ ગોર હાલના જમાનાને મળતો હોય, દુઃખ જોતો હોય વિધવા

વિચાર કરતો હોય પુનર્લગ્નમાં વાંધો તેને ન લાગે, પરંતુ લાગી જોવા જોઇએ કે હાલ બને તેમ છે! અવૈદિક ઠરીને પણ હેતુ વિવાહ પુરતો ગોત્ર તોડવાનો? પુનર્લગ્ન સ્થાપ્યું પછી સ્થાપનારને ઘેર તેવો પ્રસંગ આવતા આંખ મીંચામણા કરી તે પ્રચારને આચ્છાદન કેમ કરે છે! કેમ પગ ઉપર કુહાર મારવામાં વાંધો આવે છે! તે આપણને શું પ્રત્યક્ષ થયું નથી? અને એક ગોત્રમાં પણ વિવાહ થયાના દાખલા આપણે શું જોયા નથી? સર્વ જાણીએ છીએ. પણ જ્યારે ધર્મશાસ્ત્રથી પુછવામા આવે તો ધર્મની રીતે કેવી રીતે એક ગોત્રમા વિવાહ થાય વારૂ? ધર્મશાસ્ત્રનો તે વાતને "અધર્મજ" ગણે છે. આમ છતા પણ ધર્મ-શાસ્ત્રથી કરાવવુ હોય તો પોતાના પગ ઉપર ઉભા રહેનારા સર્વસ્વ ત્યાગ કરનારા અને સર્વને પોતાના મતને અનુ-સરનારા સાથે, અમલ કરવા કોણ અને કેટલા બહાર પડે છે અને પડ્યા છે. તે વિચાર્યું? કોઇ પણ વાત સિદ્ધ કરવી હોય તો તે વાત પ્રથમતો ગુપ્ત રાખવી. પોતાના સ્વભાવને અને વિચારને મલતા માણસો શોધી કાઢવા. તેમની સાથે ઐક્ય કરવું. ગુપ્ત સભાઓ (ફ્રીમેશન જેવી) ભરવી. સભાનો કોઇ પણ માણસ બીજાને તેનો ભેદ કહે નહિં, તેનુ નિયમન કરવુ. જ્યારે આપણામાં અનેક માણસો ભળે, એટલે ગુપ્ત મંત્ર બહાર પાડ્યા વિનાજ ધીમે ધીમે આગેવાનોએ મુગે મોઢેજ શરૂઆત કરી દેવી. એટલે સામાન્ય વર્ગ તેની મેળેજ તમારો ગુપ્ત મંત્ર જાણ્યા વગર જ અમલ કરી લેશે. એમ તમારો ઇષ્ટાર્થ સિધ્ધ કરવા જોગ છે. પરદેશગમનના સવાલમાં પણ તેમજ થયું છે.

પ્રથમ બ્હીક હતી. જ્યારે બ્હીક તોડી બેચાર જઇ આવ્યા, એટલે આચાર્યોએ પોતાની મેળેજ કોઇ બ્હાના નીચે છુટ આપી દીધી. તે દેશકાળ જોઈ આચાર્યો પણ કરી આપે. પણ જ્યાં સુધી સંપ્રદાય દ્રષ્ટિ છે, તેના નિયમો છે, ત્યાં સુધી શાસ્ત્ર તોડવાની વાત કરવી, ને સર્વનો એકમત થઇ શકે તેમ નથી. તડ–એકડા–વિભાગનુ જ્યાં એક્ય થતુ નથી ત્યાં પ્રથમ તેજ કરવા યોગ્ય છે. દ્વેષ–કલેશ–જેમ ઓછો થાય તેમ પ્રથમ કરવાનુ છે. પણ હુ તમોને વિનતિપૂર્વક પૂછુ છું કે આમ કરવાથી તમને જે ફાયદો થાય તેના કરતાં હાનિનો પહેલો વિચાર કેમ કરતા નથી ? ગોત્ર તોડી વિવાહ શા માટે કરવો, તો અછતને લેઇ. જેટલી કન્યાઓ નાતમાં છે, તેટલી નાતમાજ વરે છે, તો પછી ગોત્ર તોડવાથી હાસલ શુ ? તમારે એકનો વિચાર છોડી દેવા જોઇએ. ૨૧૦૦૦ હજારની વાત ધ્યાનમા ઉતારવી જોઈએ, કન્યાઓ નાતમાંજ વરે છે, બીજી નાતમા જતી નથી તો ગોત્ર ભાગવાથી શી રીતે છત થઇ જાય ? અછત તોડવાનો પ્રશસ્ત ધર્મમાર્ગ–સર્વનુ એક્ય થવુ–તડ–એકડા રદ કરવા–દશા વિશા એક કરવા, એટલે કામ શાસ્ત્ર પ્રમાણે થાય છે એમ કહેવાય. આ કામ તમારાથી ન બને તો, તમામ ખડાયતા કોમ–પુષ્ટિ સપ્રદાયમાં છે, તેના આચાર્યને શરણ જવું, તેઓશ્રીને દુ:ખની વાત કહેવી, તે એક્ય કરી આપશે, તેમાં જરાપણ શકાસ્થાન નથી કેમકે તેમા શાસ્ત્રનો બાધ નડે તેમ નથી. તેમ આચાર્યનું ન માને તેવો કોઇ વૈષ્ણવ નથી. તે ચાહે તો દશા વિશા એકલા ખડાયતા નહિં પણ સમસ્ત ચોરાશી જાતના વૈશ્યના દશા વિશા એક

કરી શકે તેમ છે. આ પ્રયત્ન સફળ થાય તો કન્યાની અછત રહેવાનો સંભવ ઓછો મનાશે કુસંપ નીકળી જશે. કુટુંબ જ્ઞાતિ-દેશનું ઐક્ય થશે. પેટા વિભાગો નાશ થવાથી સર્વ દુ:ખનો પરિહાર્ય થઇ જશે. આમાં આચાર્યને પસંદ કરવાનીજ પ્રથમ જરૂર છે. અર્થાત્ તમારો પ્રયત્નજ પ્રથમ અપેક્ષિત છે. અન્ય ફાંફા મારવાનું કશુએ પ્રયોજન નથી. આમ છતાંય તમારી સુધારણા કરવામા ૨૧૦૦૦ હજાર પૈકીના કેટલા કટિબદ્ધ થયા છે, તે જાણવુ જોઇએ. જો દશાંશ મત-એક ગોત્રમાં વિવાહ કરવા સુધારણા રાખે તો. ગોર-ધર્મશાસ્ત્રના શ્રુતિ સ્મૃતિઓનાં વચનોની એકવાકયતા કરી આપવા તૈયાર થશે. તેથી ચોથા પાનામાં "સુધારણા ચાલે છે" એમ કહી ગુપ્ત મંત્રી સ્પષ્ટ કર્યો નથી. તેનો જો મર્માર્થ જાણનાર નીકળ્યો હોય તો-ખંભાત મીલના ઇજનેર શ્રી. ચુનીલાલભાઇએ કર્ત્તાના હૃદયમાં અંતર્ગત થઇ, જાણવાની ઇચ્છા કરી છે. હજાર પુસ્તક ભેટ થતા "હજારમા એક" એ ન્યાયે ભેટ પુસ્તકના મર્મને જાણનારે તેનુ સ્પષ્ટિકરણ માગ્યું અને ગોર પણ સુધારણાને મળતો છે તે પણ તે સમજી શકયા છે. તેથી તેમણે માગેલો ખુલાસો બરોબર છે, તો પણ તેનું સ્પષ્ટિકરણ અસ્થાને હોવાથી થઇ શકે તેમ નથી. તેમ અત્યારે સ્પષ્ટિકરણ થતાં કોઇ લાભપ્રદ કાર્ય થાય તેવો દેશ કાળ પણ નથી.

હવે આવ્યું પાનું ૫. તેમાં તમને સ્મરણમા રહેલાં ગોત્રો ફક્ત જાણવાને-પણ મનાવવાને-નહિં, એવો લેખ છે. એટલે જ્ઞાતિને ઉંધે રસ્તે દોરવાનુ કે દબાણ કરવાનું કાંઇ પ્રાપ્ત થતું નથી.

આગળ આવી માસિક લેખોની ગોત્ર સબંધી ચાલેલી દલીલો. તેના ઉપર ભેટ પુસ્તકના કર્ત્તાની યુક્તિઓથી સિદ્ધાન્તવાદ ii ઉપપત્તિ પાના ૭-૧૫ સુધી ઉકેલતા જાઓ. અને સિદ્ધાન્ત સ્થાપે છે કે વૈદિક વંશાવલીમાંના ગોત્રોની સાથે તમારા સ્મરણમા રહેલા ગોત્રોનો સ્વબુદ્ધિએજ મેળ કરી જુઓ. તેમા કર્તાએ પોતાનુ ડહાપણ કાંઇ કરેલુ નથી. (ભે. પુ. ૧૬-૩૬)

હવે આવ્યો ગોત્રોત્પત્તિનો ઉભો કરેલો નવો સવાલ-

• • બ્રાહ્મણ કુળોત્પન્ન કે વણિક કુળોત્પન્ન ? તે નક્કી થયુ નથી. તેથી, વણિકનાં ગોત્ર, વણિક કુળોત્પન્ન ઠરતાં નથી તેથી તે વૈદિક નિયમથી ઉલટાં ઠરે છે. (ગોત્રો. પા. ૮૬ થી ૮૮)

અર્થાત્ ખડાયતા કોમ જાણે શુદ્રમાથી થઇ ન હોય એટલે ગોત્ર બ્રાહ્મણ કે વૈશ્ય અગર વણિક કુળોત્પન્ન ન હોઇ કોઇ તૃતિયમ્ શુદ્રા ઠરાવી અવૈદિક ઠરાવવા મંતવ્ય હોય તેમ છે કે શું ? આવું જેનું મંતવ્ય છે, તેવાઓએ ભેટનું ધર્મ પુસ્તક જોવું-જાણવુ અગર પાસે રાખવુજ અયોગ્ય છે, ભેટ પુસ્તક સ્વધર્મ સંપ્રદાયનુંજ માની ગ્રહણ કરવા યોગ્ય છે. તેમાં વિશેષ ધર્મ રહેલો છે. ખડાયતા વૈશ્યનીજ ફક્ત વાત છે. અન્ય વણિકોનુ તેમાં સમર્થન થયેલુ નથી તેમ તેની સંખ્યાઇ પણ ગ્રહણ થઇ નથી. છતાં પણ જેણે તે પુસ્તક વાચવા તસ્દી લીધી નથી તેણે વાંચવા કૃપા કરવી. અને હવે પછીનું સમર્થન વિચારવુ.

પ્રથમ તો વૈશ્ય અને વણિક કોમ જૂદી થઇ શકતી નથી. તેમ વૈશ્યની પેટા કોમ વણિક અને વાણિકની અન્ય

પેટા કોમો પણ થવી સંભવતી નથી. વૈશ્યને કૃષિ–વેપાર–ગોપાળ કર્મ સ્વભાવથીજ પ્રાપ્ત છે. એટલે તેમાં તેની વૃત્તિ સ્વભાવતઃજ રહેલી છે. આ ત્રણ પ્રકારમાં ત્રણે વાનાં વૈશ્યે કરવાંજ જોઇએ એમ પ્રાપ્ત થતુ નથી. વેપાર કરે તે વણિક અને કૃષિ કરે તે, વણિકની પેટા કોમ–તેવો અર્થ સમજવાનુ કાંઇ કારણ નથી. બ્રાહ્મણાદિ ત્રણે વર્ણ પોતાના સ્વભાવિક કર્મ ઉપરાંત કૃષિ અને ગોપાળ કર્મ કરી શકે છે. તેથી બ્રાહ્મણ અને ક્ષત્રિ લોક તે કર્મથી વણિકની પેટા કોમ ગણાતી નથી. પૂર્વનાં શાસ્ત્રોમા બ્રાહ્મણો અને ક્ષત્રિઓ કૃષિ અને ગોપાલન કર્મ કરતા–જમીન ગાયોનુ દાન આપતા અને લેતા, દાન લેઇને કૃષિ અને ગાયોને પાળતા જોવામા આવે છે. તો પણ તેઓ બ્રાહ્મણ તે બ્રાહ્મણ અને ક્ષત્રિ તે ક્ષત્રિજ કહેવાતા. તેમ શૂદ્રો પણ કૃષિ અને ગાયો પાળતા તે તેમને જીવાઇ ( જીવન ) તરીકે બક્ષિસ મળતુ. તેથી તેઓ વૈશ્ય અગર વણિકની પેટા કોમ ગણાઇ નથી. વળી શૂદ્રોનું તો કામજ કરેલુ છે કે તેણે ત્રણે વર્ણની આજ્ઞા માની જે કહે તે કરવું. તો બ્રાહ્મણાદિ–વર્ણ–તેને કૃષિ કરવાનુ અને ગાયો ચરાવવા–દોહવાનુ કહે તો–તેજ કરે છે તેથી તે વૈશ્ય–વણિકની પેટા કોમ થઇ શકે નહિ. વેપાર કરે તેજ વૈશ્ય છે. વૈશ્ય તેજ વણિક છે. તેમા કોઇપણ પ્રકારનો વાંધો લેવા જોગ નથી. વેપાર શબ્દ ક્રયવિક્રય કરવો, જેમાં લક્ષ્મી વધે તેમ કરવામા રહેલો છે પશુઓનુ પાલન તેજ વેપાર અર્થે અને નિર્દય પુરૂષોથી તેમનું રક્ષણ કરવાનું પ્રાપ્ત થાય છે. કૃષિથી ધન-ધાન્યાદિ–ગોપાલન કર્મથી–ઉત્પન્ન થતા બળદો વિગેરેનો

ક્રયવિક્રય તેજ વેપાર અર્થનો દર્શક છે. આમ જો ન હોય તો કૃષિ કરનારા—આર્યોનું પાલન કરનારા બ્રાહ્મણ-ક્ષત્રિ અને શુદ્રો બધા વણિકની પેટા કોમ ગણાય અને જગત માત્ર વણિકની પેટા કોમજ થઇ જાય—કોઇપણ બ્રાહ્મણ ક્ષત્રિ શુદ્ર હોવોજ ન જોઇએ. માટે વૈશ્ય તે વણિકજ છે. તેમ વણિકનો અર્થ " પણિ " પણ થતો નથી. પણિ શબ્દ વેદમાંનો છે. તેનો અર્થ "ચોર" અગર "દસ્યુ" થાય છે. એટલે વણિકના અર્થ સદ્ધર્મ વિરૂદ્ધ અર્થ કરવો તે યોગ્ય નથી. વણિક શાહુકાર છે તો "પણિ" ચોર છે. એકબીજાના સમાનાર્થમા અત્યતાભાવ રહેલો છે, Vedic Index & Vedic India કહેતુ હોય કે વણિક તે " પણિ " અને પણિ તે દ્રાવડીઅન" પણ આ અર્થ ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ સમજસ લાગશે નહિ. વળી દ્રાવિડીઅન તે દસ્યુ ને અર્થ પણ ઠીક નથી, દ્રાવિડ શબ્દ હિદના વિંધ્યાચળ દક્ષિણભાગના તમામ બ્રાહ્મણ જાતમાત્રને "પચ દ્રાવિડ" કહેવામા આવે છે, એટલે તે દ્રાવિડીઅન જેવા, દસ્યુ જેવા. કે પણિ જેવા અગર પણિ તે વણિક એવા તમામ અર્થો સદોષવાળા છે. વૈશ્ય વણિક માટે વિવક્ષિત નથી. વણિજ શબ્દ વેદમાં અને ઉપનિષદમાં નથી માલમ પડતો તેજ સારૂં છે. કેમકે વેદના અનર્થ કરવા તેના કરતાં તે શબ્દ ન જડે તે તો ઉત્તમ છે. વણિકના ગોત્ર બ્રાહ્મણ અગર વણિક કુળોત્પન્ન ન હોઇ વૈદિકથી વિરૂદ્ધ કરછે, આવું મતવ્ય ન રાખ્યુ હોત તો ઉત્તમ કહેવાત. મનુષ્યની સ્વભાવિક પ્રેરણા—તેને ઉચ્ચ સ્થાને લેઇ જવા ઇચ્છે છે. પણ તે પ્રેરણાને માણસ નહિ સમજતો હોઇ, વિરૂદ્ધ વર્તન

કરતાં નીચ સ્થાનને પ્રાપ્ત કરે છે. શૂદ્રો પણ વૈદિક થવામા માન સમજે છે. ઉત્તમ વર્ણનાં આચરણ કરે છે. તો તમો તો પ્રત્યક્ષ દ્વિજ વર્ણ છો. વૈદિક સંસ્કાર થવા યોગ્ય છો. વૈદિક ગોત્રવાળા છો. એવું ગોરસ્થાનથી પ્રમાણો સાથે કહેવામાં આવે છતાં શ્રદ્ધા તો નહિં પણ બુદ્ધિગમ્ય પણ કરતા નથી. તેમ જીજ્ઞાસુ બની પ્રશ્ન પૂછતા નથી પણ ઉલટું કહેવામાં આવતાં કોપ જણાવો છો.

બ્રાહ્મણ કે વણિક કુળોઉત્પન્ન? આમા ગોર શું કહી શકે? સ્મૃતિઓ અને પુરાણોના કર્તાઓ કહે છે ( બે. પુ. ૩૮ ) તેથી વિશેષ ગોર શું કહેવાનો ? તમને તે ઠીક ન લાગે તો શો ઉપાય? અવૈદિક ઠરો તો સ્મૃતિ પુરાણને શું હાનિ? સ્મૃતિ પુરાણ તમને અપ્રામાણ્ય લાગ્યું, અગર તેના કરેલા અર્થ અપ્રામાણ્ય લાગ્યા તો હવે યજમાનની પ્રગટ કરેલી ગોત્રોત્પત્તિ અને સમીક્ષાનો આધાર બતાવવામા આવે તો તે પ્રામાણ્ય ગણાશે કે તેને પણ અપ્રમાણ્ય ઠરાવશો ? પોતાની બનાવેલી હોઇ અપ્રમાણ્ય ઠરે તે કર્તાને ઠીક લાગેજ નહિં,

૧ ખડાયતા કોમ જેમાંથી નીકળી છે તે નાગર કોમ–ખાસ કરીને નાગર બ્રાહ્મણો સૂર્યોપાસક હતા. ખડાયતાની ઉત્પત્તિ નાગરમાંથી થઇ છે નાગરોના ગોત્રો, ખડાયતાનાં ગોત્રો સાથે મળતા આવે છે ( ગો. મ૦ ૩–૫–૩૨–૩૩)

૨. અન્ય શાસ્ત્રીઓનાં પ્રમાણ–ગોત્ર જેવીજ બળવાન અવટંકો છે. તેની અવટંકો જેની મળતી આવે તેવા સાથે કન્યા વ્યવહાર કરવો નહિ. ( ગો. સ. પા. ૨૬ )

૩ નાગર ખંડમાં નાગરો માટે કહ્યું છે કે ' મૂળ બ્રાહ્મણ હતા. ' તેમાં બાર પરણ્યા અને છ કુંવારા. પરણેલાને છ છ પુત્ર થયા એ રીતે તેમનાં ૭૨ ગોત્ર થયાં (ગોત્રો. ૭૩)

૪ ખડાયતાનાં ગોત્ર ૧૨ છે. તેમાંના દશ ગોત્રો નાગર વણિકનાં ૫૮ ગોત્રો સાથે મળતાં આવે છે. આથી ખાત્રી થાય છે કે આપણું અને નાગર વણિકનું મૂળ એક જ હતું. ( ગોત્રો. ૯૮)

૫ વડનગર સ્થાપનાર નાગર બ્રાહ્મણોના અંગભૂત અને ગુર્જરોના અંશભૂત વણિકો–નાગરવાણિઆ તરીકે ઓળખાયા. ( ગોત્રો. ૨૧ )

૬ નાગર અને બીજા બ્રાહ્મણોમાં ગોત્ર જેવાંજ પણ ગોત્રની શ્રેણીથી ઉતરતી શ્રેણીમાં " આમુષ્યાયન " શબ્દ વપરાય છે, તામ્રપટ અને શાશનપત્રોમાં બ્રાહ્મણોને ઘોપ–ગૃહ–નાગ–ભવ–દેવ––શર્મા–ગૌડ–નન્દિ––ભાગિસ્વામિ––દત્ત સ્વામિ–ધર–દમધર–ભટ્ટ વિગેરે આમુષ્યાયનો હતાં, તેજ આમુષ્યાયનો વણિકોએ પણ પોતાના વંશમાં દાખલ કર્યાં, વલભી રાજ્યના દાનપત્રમાં ઘોપ નામના વણિકને દાનમાં જમીન મળી. ઘોપ નામના બ્રાહ્મણોનાં આમુષ્યાયન વણિકે સ્વિકાર્યાં હતાં. ( ગોત્રો. ૧૦૨–૧૦૪ )

૭ ખડાયતાનાં ગોત્રો નાગર બ્રાહ્મણોએ વસાવેલાં ગામડા છે. અને બ્રાહ્મણોની અવટંકો પરથી તે ગામોને નામ આપવામાં આવ્યાં છે. બ્રાહ્મણો સાથે, વણિકો પણ પાછળ પાછળ ફરતા અને રહેતા તેથી તે ગામો ગોત્ર તરીકે પાછળથી રૂઢ થયા (ગોત્રો. ૧૦૫ થી ૧૧૭ સુધીનો ભાવાર્થ )

ઉપર પ્રમાણે ગોત્રોત્પત્તિ અને સમીક્ષા જણાવે છે. આ પ્રમાણો વણિકને, વણિક કુલોત્પન્ન અગર બ્રાહ્મણ કુલોત્પન્ન બનાવે છે તે સહેજમાં સમજી જવાય છે. "તેઓ મૂળ બ્રાહ્મણ હતા." જે વણિક હોઇ દાન નહિં લેનારા છતાં ધોખના નામના વણિકને જમીનનું દાન મળ્યું. "એવું શાશન પત્રોમાંથી મળી આવ્યું છે. ' બ્રાહ્મણોનાં વસાવેલાં ગામડાં તેજ વણિકના ગોત્ર,' "બ્રાહ્મણોની અવટંકો અગર આમુષ્યાયન તેજ વણિકનાં આમુષ્યાયન. "બ્રાહ્મણો જ્યાં જતા ત્યાં વણિકો પણ પાછળ પાછળ ફરતા અને રહેતા.' 'બ્રાહ્મણોના અગભૂત તે વણિકો' વિગેરે પ્રમાણો કોને ટેકો આપે છે? વગર ઇચ્છે ભેટ પુસ્તકને કેવો વિજય મળે છે? ગોત્રોત્પત્તિ અને સમીક્ષા બહાર પાડતાં પહેલા કર્તાને તેનો ખ્યાલ આવ્યો હશે? બંને પુસ્તકોનો મુદ્દો તો અવૈદિક ઠરાવવામાં રહેલો છે. અવૈદિક ઠરાવવામા વિરૂદ્ધ મુદ્દાઓ લખાય છે, તે ઐતિહાસિકપણાની લાલસામાં કાંઇ પણ ખબર પડી છે? હવે કહેશો કે વણિક તે, વણિક કુળોત્પન્ન કે બ્રાહ્મણ કુળોત્પન્નથી બ્રડાયતા વૈશ્ય, વિરૂદ્ધ કે અવિરૂદ્ધ? અવૈદિક કે વૈદિક? શું માનો છો? ગોત્રો પણ બ્રાહ્મણનાં વસાવેલાં ગામડાં–આમુષ્યાયન તે પણ બ્રાહ્મણના, દાન લેવું તે પણ બ્રાહ્મણનો ધર્મ–નાગરનાં બોતેર ગોત્રો તે પણ "મૂળ બ્રાહ્મણ". હવે વધારે, ભેટ પુસ્તકને પ્રમાણ આપવાનું શું બાકી રહે છે? એ.લે સિદ્ધ થયું કે બડાયતા વૈશ્યનાં જે હાલ સ્મરણમાં ગોત્રો છે તે શાસ્ત્રથીજ પ્રમાણ છે, આમુષ્યાયન કહો તો, તે પણ શાસ્ત્રથીજ છે. અને અવટંકો કહો તો–તે પણ અન્ય શાસ્ત્રીઓ શાસ્ત્ર

પ્રમાણુજ ગણે છે. અને મૂળ કહો તો તે, મૂળ બ્રાહ્મણોજ છે. એટલે બ્રાહ્મણનાં ગોત્રો અને વણિકનાં ગોત્રોમાં ભિન્નપણું છે એમ માનવાનો જરાપણ અવકાશ નથી. કેમકે ગોત્ર શબ્દ ત્રણે વર્ણને એકજ પ્રકારથી લાગુ થયેલો છે. એટલે મૂળમા દ્વિજ જાતિ એકજ છે. કર્મભેદ વડે જુદી જુદી માની છે. માટે ચાર વર્ણ છે તેમાં બે જાતિ છે. એક દ્વિજ અને બીજી શુદ્ર છે. દ્વિજમાં બ્રાહ્મણ–ક્ષત્રિ અને વૈશ્ય સમાયેલા છે તેથી તે એકજ છે. અને એકજ છે તો ત્રણે વર્ણને એકજ પ્રકારનો અધિકાર પ્રાપ્ત થાય છે અને અધિકાર એકજ પ્રાપ્ત થાય છે તો, ત્રણેને વેદ ભણવાનો–વેદ સંસ્કાર થવાનો સમાન સસ્કાર છે, અને સમાન સંસ્કાર છે તો પછી ગોત્રો બદલે આમુષ્યાયન–અવટંકો અગર નુખો લાગુ પડતી નથી. ગોત્રો હોય તોજ સસ્કાર અભિમુખ થવા યોગ્ય છે. એ શાસ્ત્રનો નિશ્ચય છે. દ્વિજને નિત્ય નૈમિત્તિકાદિમા નિરંતર ગોત્રોનો ઉપયોગ છે, તે ભૂલી જવાય તેમ નથી. તેમ ભુલી ગયે પાલવે પણ નહિ. તેથી તે સ્વતઃસિદ્ધ છે.

તેવીજ રીતે આપણને ગોત્ર પ્રત્યક્ષ છે, સ્મરણમા છે. અને તેનુ બંધન પરાપૂર્વથી કબુલ કરેલુ ચાલ્યું આવે છે, અને પાળવામાં આવે છે. તે આપણા આદ્ય ધર્મની નિશાની છે ગોત્રથીજ જણાય છે કે તમે મૂળમા શૂદ્ર નથી અગર બીજી કોઇ અન્ય વર્ણ નથી, પણ દ્વિજ છો. અને દ્વિજમાં તમો વૈશ્યો–વણિક છો તે તમને પ્રત્યક્ષ છે. હાલમાં ઉપનયન સસ્કાર બાદ કરતાં બાકીના સંસ્કારો, રૂઢિરિવાજો પૂર્વની કલ્પના વેદ સસ્કાર પ્રમાણેજ જોવામાં આવે છે.

કદિ તેમાં સામાન્ય ફેરફાર થયા માલમ પડે છે તે સર્વ રાજ્ય-ધર્મ અને વિદ્યાની ઉત્ક્રાન્તિને આભારી છે. પણ તેથી મૂળ પરિશિષ્ટ રિવાજને કાંઇપણ હાનિ પોહોચી જણાતી નથી. તે એ કે—

૧ વરનુ ઉઘાડે માથે અને ઉઘાડે શરીરે ઉઘલવું. ૨. લગ્નવિધાનમાં વાલનો ઉપયોગ, ૩ લગ્નવિધાનમાં ગોત્રોચ્ચાર અને કોટયર્કનો સ્થાપનાનો મુદ્દો. ૪. ગોત્રાનુ સ્મરણુ અને તેનું બધન

ઉપરોક્ત ચાર મુદ્દાઓ હાલ તમને પ્રત્યક્ષ છે. તેનો વિચાર કરતાં વેદ સંસ્કાર જોડે તેનો મેળ લાગુ થાય છે. હાલ જો કે તમને કોઇપણ જાતનો સસ્કાર નથી તે ખરૂ પણ મૂળમા શું હતુ તે જણાવનાર ચિન્હો હજુ તમને વળગી રહેલાં છે. તેથી તેનો સ્પષ્ટ અને પુરતો આધાર શાસ્ત્રથી પ્રતિપાદન થાય છે.

ઉપરોક્ત ચાર મુદ્દાઓનું પરિક્ષણુ કરીએ, તે પૈકી ગોત્ર સ્મરણુ અને કોટયર્ક પ્રત્યુ પ્રત્યક્ષ છે. બાકી રહ્યા બે મુદ્દાઓ.

લગ્ન જેવા ધર્મકાર્યમાં વર ઉઘાડા માથે અને શરીરે ઘોડા ઉપર બેસે તેમજ લગ્નમાં વાલનો ઉપયોગ થાય; આ બે મુદ્દાઓનો ઉપયોગ આખી ખડાયતા જ્ઞાતિના ઘેર ઘેર થતો જોવામાં આવે છે. એટલે આખી જ્ઞાતિએ-સર્વમાન્ય તે રિવાજ ગણેલો છે માટે તેનું કારણ પણ સર્વમાન્ય થાય, તેવું હોવુ જોઇએ. કદિ આપણે લોક ગાથાને પ્રમાણ માની એકે " ભય પ્રાપ્ત થવાથી વરકન્યાને એક કોતરડામા લેઇ જતાં ઝાંખરા ભરાવાથી મસ્તકનું વસ્ત્ર પડી ગયું અને

વાલના ખેતરમાં લગ્નવિધિ થઇ તેથી બીજા ધાન્યના અભાવે, તે જ ખેતરના વાલ લેઇ તેની દાળ પીરસવામાં આવી." (ગોત્રો. ૧૩૩) આ લોકગાથાનો વિચાર કરીએ તો યુક્તિવાદથી તે પ્રમાણભૂત થઇ શકતી નથી.

૧ માણુસમાત્રને, ભય અને તેનાં કારણો તેમજ ભય વખતની લીધેલી ભોગ્ય વસ્તુને, ના છુટકે જ વશ થવું પડે છે. ભયમાં થયેલી વાત–ભય ગયા પછી કહેતાં સાંભળતાં જ્યારે કમકમી આવે છે તો, ભયમાં વાપરેલી વસ્તુનો કાયમ માટે અંગિકાર કરે તે બનવા સંભવ કેમ મનાય ?

૨ કદિ આવા ભય વખતે એ ચાર ઘેર આવો પ્રસંગ બન્યો હોય અને તેમને દુઃખ ખમવું પડ્યું હોય, પણ કાંઇ આખીય જ્ઞાતિને તેમ બન્યું સંભવે નહિં. તો આખી જ્ઞાતિને ભયરૂપ કાળનું કાયમ સ્મરણ રાખવા ઇચ્છે અને તે રિવાજ ગ્રહણ કરે તે યોગ્ય જણાતું નથી.

૩ કદિ સ્મરણ રાખવા ઇચ્છે તો ભયને અનુભવનાર અગર તેના ગોત્રવાળા રાખે પણ બીજા વગર ભયે–ભયનું સ્મરણ રાખે તે મનુષ્ય સ્વભાવથી વિરૂધ્ધ છે. સામાન્ય માણસે આચરેલું સર્વ માન્ય થતું નથી. પણ મહાપુરૂષે આચરેલું સુખ દુઃખવાળું પણ સામાન્ય માણસો આચરે છે અને સર્વમાન્ય થાય છે. માટે ગાથા બંધબેસતી નથી.

૪ પરણવા જતાં વરના માથેથી પાઘડી ઝાડીમાં ભરાઈ ગઇ તેથી ઉઘાડું શિર થયું તો શરીર ઉપરનો જામો ક્યાં ગયો ? તે પણ ઝાંખરાંમાં ભરાઇ ઉતરડી ગયો હોય તો મુદ્દામાલતો રહે. કદિ પાઘડી પડી ગયા પછી અંગરખો,

જામો, કાઢી નાંખી સુધારણા કરી તેમ માનીએ તો, તે હિંદમાં રિવાજ નથી. ઘરની બહાર ઉઘાડે માથે ફરવુ તે અપશુકન મનાય છે. પડેલી પાઘડી પાછી માથે મુકવી અને ફાટેલો જામો સુધારી પહેરવો તે સુધારણા કહેવાય, માટે જામો હોય તો પાઘડી અને પાઘડી હોય તો જામો પેહેરવાનો રિવાજ આવા સારા પ્રસંગમા પ્રશસ્ત છે, માટે ગાથા બંધબેસતી નથી.

૫. વાલના ખેતરમાંથી વાલ લેઈ પીરસવામાં આવે ને બ્હીક અને ભયના લીધે બનવા જોગ છે, પરંતુ વાલ પીરસવાનું વાસણુ તેના ઉપર ઘી, ખાંડ કોણ લાવ્યું ? જેણે ઘી–ખાંડ–થાળી લાવવામા કાળજી કરી તે કંસાર કરવાનુ ધાન્ય ભુલી જાય તે કહેવું યુક્તિવાદ નથી. ખેતરમાં વાસણ બદલે પાંદડા મળી શકે પણ તે પાદડાનુ ચિન્હ કાંઇ પણ નથી વરકન્યાને હોમવાનુ દ્રવ્ય ડાંગર–ચોખા ઘી જોઇએ તે પણ લાવેલુ માલમ પડે છે. તો આ વસ્તુ કોણ લાવ્યુ ? જો લાવવામાં આવે તો બધી વસ્તુઓ લાવે અગર ન લવાય તો એકે ચીજ હોવી ન જોઇએ. અને જે વખતે ભયના લીધે ખેતરના વાલનો ઉપયોગ કર્યો ત્યા બીજી વસ્તુમાત્રનો અભાવ હોવાથી બીજી વસ્તુ વડે એટલે જે જે વસ્તુ જોઇએ તેને બદલે બીજીજ કાંઇક હોવી જોઇએ. પણ તેમાં વાલ સિવાય બીજી વસ્તુ લીધી જણાતી નથી. અને કદિ પાછળથી રિવાજમા થાળી ઘી ખાંડ ચોખા ડાંગર વિગેરે વાપરવામાં લીધું એમ માનીએ તો તે વખતે વાલ પણ ફેરવવામાં તેમને શુ વાધો હોય ? કેમકે વાલ તે કાચા ખવાતા નથી અને ઘી ખાંડ વ્યર્થ ઉપયોગ થાય છે. પણ તે વાલ ફેરવેલા કે દ્રવ્ય ફેરવેલું જણાતું નથી. માટે ગાથા બંધ બેસતી નથી.

જો લોકગાથા બળવત્તર જણાતી નથી તો આ રિવાજ જ્યારે આખીય જ્ઞાતિએ સ્વિકાર્યો છે તો તેનું કારણ કાંઇક મહતમ હોવુ જોઇએ અને જો મહતમ છે તો તેનું વિશેષપણું માલમ પડે છે અને વિશેષ છે તો અસાધારણ પ્રમાણ જોવાનુ પ્રાપ્ત થાય છે.

સર્વને માન્ય થાય તેવી, એ વસ્તુ હોવી જોઇએ કે તે વસ્તુમાં સર્વનો સામાન્ય શુભ હેતુ રહેલો હોય. શુભ હેતુ અને ધર્મ, જે કર્મથી વિશેષપણાને પામી, તેના આચરનારને શ્રેય પ્રાપ્ત કરી આપે તે. આવો ધર્મ ગુરૂ અગર શિષ્ટ જનોથી પ્રાપ્ત થયેલો હોય છે. તેથી તે સામાન્ય ધર્મમાં વિશેષપણે સર્વ જ્ઞાતિ કબુલ કરે છે.

ઉઘાડા માથે અને શરીરે પરણવા જવું તેવો રિવાજ હાલ નાગર અને ખડાયતા બ્રાહ્મણ સિવાય બીજી જ્ઞાતિઓમાં નથી. આ રિવાજ તમને પ્રત્યક્ષ છે. એટલે તમે પણ તેમજ કરો છો. તો આ બ્રાહ્મણનો રિવાજ તમારામાં ક્યાંથી ? શું તમો બ્રાહ્મણ છો કે ગોત્રોત્પત્તિ પ્રમાણે અવૈદિક શૂદ્ર છો ? તે ધ્યાનમા ઉતારશો

વાલનો કંસાર આખા ભરતખંડમાંની કોઇપણ હિંદુ વર્ણમાં થતો હોય તેમ જાણવા કે સાંભળવામા નથી. તો આ રિવાજ તમોને શી રીતે પ્રાપ્ત થયો ? ઘરગથુ માનેલુ કોટયર્ક મહાત્મ્ય વાચ્યુ છે ? વાલના ઉપયોગ તમને પ્રત્યક્ષ છે અને કોટયર્ક મહાત્મ્ય પણ " નિષ્પાવ " વાલ થીજ કરવા કહે છે. તો તે ખોટું શી રીતે ઠરે છે ? તમારો રિવાજ રૂઢ છે તે કેમ ખોટો ઠરશે ! માટે હવે પ્રથમ તે મહાત્મ્યનો વિચાર કરીએ.

**इयान्विशेषस्तु निष्पावखंडैस्तु चरुविधेयो सर्वमिदंविधेय ।** "આ ઉપરાંત વિશેષમાં નિષ્પાવના કકડા કરી ચરૂ બનાવી આ સર્વ કરવું" આ વાક્યમાં **विशेषस्तु** અને **निष्पावखंडैस्तु**નો સબંધ છે. વિશેષપણે નિષ્પાવ લેવા. નિષ્પાવનો અર્થ "શુદ્ધ કરેલું અન્ન" અને "વાલ" બને થાય છે. આપણને વાલની ફેંટી પ્રત્યક્ષ છે માટે વાલજ અર્થ લેવા જોઇએ. પદમાં ચરૂ શબ્દ છે તે દેવ માટે આહુતિ આપવા રાંધેલા અન્નનું સૂચન છે. તે ચરૂ યાજ્ઞિક ભાષાનો છે. કસાર કરવો તે લૌકિકમાં ચોખા અગર ઘઉંનો રાંધીને થાય છે. પણ વાલનો કસાર બનાવવાનો કોઇ ઠેકાણે રિવાજ નથી. માટે તમારા માટે તે વિશેષરૂપે કહેલું છે—કસાર કરવા માટે નહિ આસપાસનો સંબંધ વિચારતાં પૂર્વશ્લોકમાં **अन्यत्सर्वं तु कर्तव्ययथान्येषांतथैवतत् ।** 'બીજુ બધુ બીજાની માફક કરવુ' એટલે જેમ બીજા બધા કરે છે તેમ લગ્નવિધિમાં કસાર વિગેરે જે કરવાનુ હોય તેમ તો કરવું. પણ વિશેષમાં **निष्पाव**નો વધારો કર્યો છે. અને તેનો ચરૂ બનાવવો, આટલું ધ્યાનમાં રાખવાનુ છે. કેમકે આ વિશેષરૂપ શા અર્થ માટે, કયા આધારે અને કોણે યોજના કરી છે, તેવા પ્રશ્નો તરતજ આપોઆપ ઉભા થાય છે. આ પ્રશ્નો લગ્ન પ્રસગના હોવાથી લગ્ન વિધાન તપાસવું પડે. જો લગ્ન વિધાનમાંથી મળે તોજ આ વાત બંધબેસતી ગણાય. હાલમાં વૈશ્ય અને શુદ્રોને, જે વિધિ થાય છે તેમા તો ઉપરની કોઇ વાતનો સમાવેશ નથી ત્યારે હવે વૈદિક સંસ્કાર જોવાનો રહ્યો.

લગ્નવિધાનમા વર અને કન્યા. દાતા એ ત્રણ પાત્રો છે. તે ત્રણેને બે વસ્ત્રથી ત્રીજુ વસ્ત્ર ધારણ કરવાનું નથી એક કટિવસ્ત્ર બીજુ ઉપવસ્ત્રઃ ( ઓઢવાનુ ). આ બે વસ્ત્ર ધારણના બે મંત્રો છે. પાઘડી અંગરખું પેહેરવા મનાઃ છે. આ રિવાજ વેદસંસ્કાર વાળાને છે. અને એક ફક્ત વૈશ્યમા તમને છે. ક્ષત્રિ, અન્ય વૈશ્યો, શુદ્રોમાં પાઘ અંગરખો પહેરવા પડે. એટલે આ રિવાજ વૈશ્યમાં તમનેજ છે તો તમે વૈદિક કે અવૈદિક છો તે પ્રત્યક્ષ પ્રમાણથી વિચારી જુઓ અને પૂર્વના વેદસંસ્કારનુ મનન કરો. વચગાળે અલાહૂંતર કેરકારની કોઇ અપેક્ષિત વિચારણા તમને જરૂર છે! હવે વાલના કકડા કરી ચરૂ બનાવવો તે કંસાર માટે કરવાનુ વચન નથી કેમકે **सर्वमिदंविधेय यथान्येषांतथ्रवतत् ।** બીજા બધા જેમ કરે છે તેમ સર્વ વિધિ તે પ્રમાણે કરવો " પણ આ ઉપરાંત **" इयान्विशेषस्तु "** વિશેષપણે કરવાનુ જે વિધાન છે, કે જે બીજા કોઇપણ કરતા નથી, ફક્ત તમારેજ કરવાનુ તે " વિશેષરૂપ " છે. કંસાર સામાન્ય વિધાનમાનો એક છે, એટલે વાલનો કંસાર કરવાનુ નથી. તેમ કાચા વાલની દાળ ઉપર ઘી ખાંડ વ્યર્થ નાખી ખાવામા પણ નિરૂપયોગી, શારીરિક શાસ્ત્રથી વિરૂદ્ધ કંસાર કરવાનુ પ્રબોધન હોય તેમ સંભવતુ નથી. માટે આ મુદ્દો વેદસંસ્કારમાં છે કે કેમ, તે તપાસીએ.

સંસ્કાર જોતા મંડપમાં અગ્નિનુ સ્થાપન જોઇએ તે હાલ થતુ નથી. પણ અગ્નિ સાક્ષી વગર હસ્તમેળાપ વિધિ અયથાર્થ છે. હાલ સર્વ વર્ણમા મંડપમાં અગ્નિ સ્થાપનનો લોપ થયો છે. દાતા—કન્યાદાનમા હસ્તમેળાપ

કરાવે તે વખતે વરને બોલવાના મંત્રો છે તેમાં કામદેવની સ્તુતિ છે. **कोऽदात्...कामायादात् ।** (વેદ. ૧૬)
તે પછી વરકન્યાને બ્રાહ્મણો "કાચન વર્ષણરૂપ" આશીર્વાદના મંત્રો ભણે છે **सयः कामयेत महत्प्राप्नुयामिति** આરંભ કરી **अग्निमासीनो वंशस्पति ।** સમાપ્તિ થાય છે. આ પછી તે મંત્રોના દૃષ્ટાની શિષ્યપરંપરાની વંશાવલી આપે છે. અને તેનો વિધિ છે.

આ મંત્ર લગ્નવિધાનમાં બોલવા માત્ર છે. પણ તે કાલ બોલવામાં આવતો નથી, તેનો પણ લોપ થયો છે. આ મંત્રનો અર્થ એવો છે કે જે માણસ અપાર સંપત્તિ ઇચ્છે, વંશ કાયમ ઇચ્છે, આયુષ્ય ઇચ્છે તેણે વ્રતમાં આચરવાનો છે. ગુરૂની સાન્નિધ્ય વગર આ વ્રત થઈ શકતું નથી, માટે ગુરૂની પરંપરામાં રહી પ્રાપ્ત થવું જોઇએ. તેવો મહિમા બતાવ્યો છે. આનું બીજું નામ "મૃતસંજીવનિ" વિદ્યા કહેવામાં આવી છે. આમાં દશ ધાન્ય લેવાનાં છે. ચોખા-જવ-તલ-અડદ-ચણા-કાંગ-ઘઉં-મસુર-વાલ અને કળથી તેને એકઠાં પીસી કાસાના અગર ઉમ્બગના વાસણમાં ભરી તેમાં ઘી, મધ અને દહીં નાખી મેળવવું. બીજે દિવસે લગ્ન વખતે અગર કોઇ સારા યોગમાં અગ્નિનું સ્થાપન કરી તેમાં તે મંત્રો વડે ઘીની આહૂતિઓ આપવી. હોમતાં વધેલું ઘી પેલા વાસણમાં ટપકવા દેવું. હોમ પૂર્ણ થાય પછી તે બધા ધાન્યનું મથન (વલોવવું) કરવું. તેમાથી જે સત્વ નીકળે તે અમૃત છે. સુકા ઝાડને પણ સિંચવામાં આવે તો, તેને પણ નવાં પાંદડાં અને શાખાઓ પ્રાપ્ત થાય છે તો પછી મનુષ્ય માટે શું કહેવું ?

તેનુ તે ફળ છે. આ વિદ્યા, ગુરૂ વગર કોઇપણ સાધ્ય કરી આપે અગર તેની મેળે પ્રાપ્ત થાય એમ જણાતું નથી. તેમ સદાચારી પુત્ર અને નિરંતર સેવા કરનારા શિષ્ય સિવાય કહેવા સખ્ત મના જણાવી છે. આ મંત્રની સિદ્ધિ—તેની પૂર્ણતાએ સ્વપ્નમા "સ્ત્રી" દર્શન જણાવ્યું છે. આ વિદ્યા છાંદોગ્ય, બૃહદારણ્ય, અને લગ્ન સંસ્કારમાં પૂર્ણ રીતે આપેલી છે. માટે જોઇ ખાત્રી કરવી. આમા ધાન્ય કાચુ લેવાનું છે. તેમાં ઘી-મધ નાખવાનુ છે, અને વલોવી તેનુ સત્વ કાઢવાનુ છે. તે સત્વ "મંથ" નામે પ્રસિદ્ધ છે. નિરંતર પાસે રહેનારા એવા તમોને, તમારા મહાન સમર્થ ગોરો વડે, દુનિયાનો કયો પદાર્થ દુર્લભ છે? કોઇ નહિ. દુનિયાના દુર્લભ પદાર્થ અને મોક્ષ, સમર્થ ગુરૂજ વડે પમાય છે. તેમાં કાંઇ શક નથી. આ મૃતસજીવન વિદ્યામાં એક તમારા ગોરના, જનક ગોત્રના પ્રવર્તક છે. ( મે. પુ. ૩૭ ) જો ગોત્રોત્પત્તિ ખરૂં કહેતી હોય કે "નાગર બ્રાહ્મણો જ્યા જતા ત્યાં વણિકો પણ તેમની પાછળ પાછળ જતા અને રહેતા" તેનો અર્થ એજ કે તેઓ ગુરૂની શુશ્રુષા સારી કરતા. તે બદલ ગોરો તમને તમારૂં શ્રેય કરવા ઇચ્છે તે બનવા જોગ છે. અત્યંત સમૃદ્ધ યજમાનો થાય તે ઇચ્છવા જોગ છે, તે તમને કોટયર્ક સ્થાપના વખતે ખડાયતા શબ્દથી અંકિત કરી, આ વિધાન વિશેષપણે આખી જ્ઞાતિમાં લગ્ન પ્રસગે કરવા બંધન થયુ અને સર્વમાન્ય થયુ. એટલે ખડાયતા કામ સ્વતંત્રપણે કહેવાઇ તે વખતથી આ રિવાજ દાખલ થયો છે. હવે રહ્યો એક સવાલ, કે મંડપમાં કરવાની વિધિ ચોરીમાં કેમ આવી અને દશ ધાન્યને બદલે એક વાલ કેમ રહ્યા? ભરતખંડમાં પરદેશી રાજ્ય—પર ધર્મ અને વિદ્યાની

ક્રાન્તિ જ્યારે જ્યારે પ્રબળ થતી તે વખતે દરેક શાસ્ત્રની ક્રિયાઓનો પણ ફેરફાર કરવો પડેલો જણાય છે. તેમ જ્યારે તમોએ વેદોક્ત સંસ્કાર ત્યજી દીધો તે પણ એક મોટામા મોટી હાનિ થયેલી છે. આ હાનિ થયા છતાં પણ પૂર્વનો રિવાજ કાંઈક અંશે રહી જાય અને શાસ્ત્રકારોએ લગ્નવિધિ પણ ફેરવી, મંડપમાં અગ્નિ સ્થાપન કાઢી નાંખ્યુ. અને ચારીમા કરવા રાખ્યુ. એટલે જ્યા અગ્નિ સ્થાપન ત્યાંજ આ મંથ વિધિ થઇ શકે. નિષ્પાવનો "પવિત્ર અન્ન–ખળામાં એકઠું કરી ઉપણેલુ અન્ન તેમજ વાલ બીજો અર્થ થાય છે. એક નિષ્પાવનો અર્થ ફક્ત વાલ લેવાથી પણ સર્વધાન્યનો તે વિષે સંબંધ થવાથી વાલ અર્થસૂચક બને છે તેથી સમયાનુકુળ વિધિમા વાલજ એક રાખી–મંથ વિધિ પ્રમાણે કાચુંજ રાખી–તેમા ઘી અને મધ બદલે ખાંડનો ઉપયોગ થયો. મંડપનો વિધિ ચોરીમા થતાં એક મંથ બીજો કંસાર બનાવવાનો, તે બંને અગ્નિમા હોમવાનાં હોવાથી, એકનો લોપ કરી પ્રથમનું મંથનું ચિન્હ કંસાર તરીકે બોલાયું. ખરો કંસાર તો કરવાનો બાકીમાંજ છે. તે વાત ભ્રાન્તિમાજ રહેલી છે. જો સુધારણા કરવામાં આવે તો ચોખાનોજ કંસાર તમને યોગ્ય છે. હાલનો વાલની દાળ પલારી જે કંસાર પીરસવામાં આવે છે તે કંસાર નથી તેમ સાદી બુદ્ધિવાળો પણ કબુલ કરે નહિ, તેમ તે ખવાય તેમ નથી. કાચું અન્ન છે. માટે કંસાર તરીકે સર્વથા ત્યાગ કરવાનુ છે, અને જે કંસાર લોપ થયો છે તેજ ખરો કંસાર, રાંધેલા ભાત ઘી અને ખાંડ પીરસવાના છે, તે સર્વ ભાઇઓ ધ્યાનમાં લેશો અને સુધારણા કરશો એમ ઇચ્છું છું

ઉપરોક્ત સંસ્કારના ચિન્હો તમને ઝાંખા ઝાંખા પણ દ્રષ્ટિ ઉપર રહેલા છે. **તેથી ખાત્રી થાય છે કે આ પ્રમાણોથી** તેમજ **ગોત્રોત્પત્તિએ** આપેલા ટેકાથી તમો શુદ્ધ અને વૈદિક ગોત્રવાળા છો તે નિર્વિવાદ છે.

**ગોત્રો**ને છેડે 'ણુ' અગર 'ણા' મૂકાયો છે તેનો **અર્થ** ભેટ **પુસ્તક** નિશ્ચયાર્થે કરે છે, તે ગોત્રોત્પત્તિ ખોટું ઠરાવે છે. વાત ખરી છે કે ભૂલ કાઢવી રહેલ છે, **સમજવું દુર્ઘટ છે.** ભેટ **પુસ્તકે** છઠ્ઠીનો પ્રત્યય માન્યોજ **નથી.** છઠ્ઠીનો પ્રત્યય માને અને તે પ્રત્યય લોપ લેવામાં આવે તો **બોલાતાં ગોત્રો** સરકૃત ગોત્રો સાથે મેળ ક્યાંથી લઇ શકે? **કેમકે તેમાંથી** છેલ્લો અક્ષર ઉડી જાય તો ગોત્ર નામ બોલવામાં ભંગ થાય માટે તે અકાર્ય છે. કહેવાનો ભાવ એ છે કે પદાંતે રહેલું 'ણુ' અગર 'ણા' માં રહેલો ઉકાર અથવા આકાર અવધારણાર્થે છે. **તેથી** તે નિશ્ચય બતાવે છે અર્થાત્ ગુદાણું તે **गद्दायन** બતાવવા માટે તે ઇશારો છે. (ભે. પા. ૧૬)

ગોત્ર વિષય, ધર્મશાસ્ત્રથી પ્રત્યક્ષ વર્તમાન રૂઢરિવાજથી ગોત્રોત્પત્તિ અને સમીક્ષાનાં વચનોના પુરાવાથી સિદ્ધ થયો છે કે આપણા ગોત્ર વૈદિક છે. શાખા–પ્રવરવાળાં છે. તેથી આ સિદ્ધાંત ભેટ પુસ્તકને પુષ્ટિ આપે છે. જે સવાલ "ગોત્રો શાસ્ત્રથી છે કે કલ્પિત!" તેનો જવાબ સમસ્ત જ્ઞાતિના પ્રતિનિધિ એવા તંત્રીએ છેલ્લી પરિષદ્‌માં યોજેલી કમીટીના તુલનાત્મક વિચારે એકમત થઇ નિર્ણય આવે છે કે **'ખડાયતાનાં ગોત્રો શાસ્ત્રથી ખરાં છે અને વિશુદ્ધ છે.'**

**ॐ शान्तिः**

# ગોત્રજા દેવી

## [ સર્ગ ચોથો ]

હવે આવ્યું ગોત્રજા મંદિર. સમીક્ષા–ગોર માટે શોચનીય અને ભ્રાન્તિમય સ્થિતિ સૂચવે છે. વાત ખરી છે કે ગોરપણું દૂષ્યજીવન છે. સાક્ષાત અવતારી પ્રભૂ રામચંદ્રજી અને બ્રહ્મનિષ્ટ તેમના ગોર વશિષ્ટજીના સંવાદમાં વશિષ્ટજીએ ગોરપણા માટે તેમજ કહ્યુ છે **दूष्यजीवनं पौरोहित्यं विगर्ह्यमहंजाने नवसंबंधांकांक्षया ...गर्हितमपि पौरोहित्यमकार्यम् ॥** "હે પ્રભૂ ' પુરોહિતપણા વડે જીવવું તે નરકને આપનારૂં છે, તે હું જાણું છુ. પણ તમારા સબંધની ઇચ્છાથી, નિંદ્ય કર્મ છતાં પુરોહિતપણુ મેં કર્યું છે. જ્યાં સાક્ષાત ઇશ્વરી અવતાર અને બ્રહ્માના પુત્ર વચ્ચે જ્યારે ઉપરોક્ત પદ લબ્ધ થાય છે તો અમો ગોરો અને આપ યજમાનો માટે તો શું સમજવુ ? આમ છતા ગોરો અજ્ઞાન છે તે વાત ખરી છે. પણ ગોરોની અજ્ઞાન દશા કેમ થઇ, તેનો ખ્યાલ કોઇ કરતુ નથી. ૨૧૦૦૦ હજારની રાત દિવસ સેવા કરતાં નિરાંતે ઉંઘવા પણ અવકાશ મળતો નથી, આલોકના કોઇપણ સુખને તે જોતો નથી. ભણવા બેઠો હોય કે સંધ્યાગાયત્રી કરતો હોય તો પણ જ્યાં યજમાનો તરફથી બોલાવવા આવે ત્યા સંધ્યાગાયત્રી કે ભણવામા ચિત્ત કબુલ કેમ કરે ? કોઇને મુહૂર્ત જાય, કોઇને કોર્ટમા જવુ હોય, કોઇને દુકાને જવું હોય ત્યાં સંધ્યા–અધ્યયન કરવું કે યજમાનોની મરજી સાચવવી ? મરજી સાચવવામાજ ગુણ રહેલો છે. આજકાલ વિદ્યાને કોઇ પૂછતુ નથી. ગોરને

સારી રીતે આવડત હોય પણ જો યજમાન પ્રવૃત્તિવાળો હોય તો તેને ગોરના ભણતરની કાંઇ જરૂરજ નથી. તેને તો લૌકિક પ્રતિષ્ટાની જરૂર છે. એટલે વિધિ–અવિધિનો તેને ખપ નથી. પછી ગોરનો દોષ કાઢવો તેમા શી વાર લાગવાની ? આશ્રિત માણસો હમેશાં લાચાર છે. આશ્રય આપનાર યજમાનોને કાંઇ કહી શકાતું નથી. યજમાન વૃત્તિ કરનારા સમસ્ત બ્રાહ્મણ વર્ગનો આ પ્રમાણે ઘાટ છે. જે બ્રાહ્મણો નિસ્પૃહ હતા તે હાલ તમારે ત્યાં રખડે છે. તમારો આશ્રય કરી તમારા કામમાં ગુથાવાથી અભ્યાસ છૂટી ગયો ને તમારે કબુલ કરવુ પડશે. તમારા માટેજ તમારો આશ્રય લીધો છે. તમારો ધર્મ સાચવવા–તમો શૂદ્ર ન થઇ જાઓ તે જાળવવા માટેજ તપ–સ્વાધ્યાય મૂકી દેઇ તમારા ઘરના ગુરૂ બની રહ્યા છે. તે હવે ગુરૂના ગોર થયા છે અને ભવિષ્યમા ગોલા ન કહેવાય તો ભાગ્ય ! સર્વ યજમાનવૃત્તિ કરનારાઓનો અવંશ થઇ ગયો છે. વર્ષે એકાદ બે ઘેર તાળા વસાય છે. આખા હિંદમા ભાગ્યેજ ૧૦૦ ઘર હશે. યજમાનવૃત્તિ કરવાથી શુ ફાયદો છે તે સર્વની જાણમાંજ છે. તેમ પરલોક માટે તો વશિષ્ટ મુનિએ કહી મૂકેલું છે. માટે આપ કહો અગર ન કહો પણ ગોરોને તે સર્વ પ્રત્યક્ષજ છે, તે ઓછી શોચનીય સ્થિતિ નથી. પણ કરવુ શુ ? ભણ્યો હશે તેની તેમજ અભણ ગોર હશે તેની પણ તેજ સ્થિતિ છે. કદિ ગોત્રના મંત્ર માટે ખાસ ભેટ પુસ્તક કર્તાને શોચનીય સ્થિતિમાં ગણ્યો હોય તોપણ તે ગોર વર્ગનોજ છે, એટલે આશ્રિત આશ્રયિ ભાવમાં કોઇ બોલવાનુજ નથી. સમીક્ષા જેવુ થવાય નહિ. ગોત્ર સમીક્ષા કહે છે “ આમાં દેવી શબ્દ

છે તેનો ગોત્રજા અર્થ કર્યો છે તે ખોટો છે. વર, પોતાની કન્યા, સ્ત્રીને કહે છે. જૂનાં સસ્કૃત નાટકો વાંચ્યાં હશે તેઓ જાણતા હશે કે 'દેવી'નો અર્થ 'આર્યા' અથવા સુધરેલી સ્ત્રીને સંબોધીને વપરાતો. આમા દેવી શબ્દ માતૃકા દેવીને સબોધીને છેજ નહિ.' (ગો. સ. ૨૯)

વાહ! યજમાન! આપ તો ભાષાવિશારદ વિદ્યાધિકારી એટલે તેમજ કહો. ગોર તેટલું ભણ્યો ન હોય તેને આવા અર્થ કેમ આવડે? કન્યાને સ્ત્રી કહેવી તે ગોરની શુ શુ જાણ ' દેવી તે સ્ત્રી એતો ગોર કેમ અને શી રીતે કહે? નાટકો વાચ્યા હોય પણ કન્યા તે સ્ત્રી અને સ્ત્રી તે દેવી એવું નાટકકાર કેમ લખે ' મા તે વહુ અને વહુ તે મા એવું અનાર્ય પણ કેમ કરી બોલે ' તેમ પારકી દીકરીને સ્ત્રી કહેતાં જીભ કેમ ઉપડે ' આવું ગોરથી કેમ લખાય વારુ?

ભેટ પુસ્તકે જે વચનો પોતાના ગ્રથ પ્રયોજનમા લખ્યા છે તેથી તમને રીસ ચઢી છે. એટલે હવે તમને બોધ કરવા તે પણ વ્યર્થ છે. પણ તમારે સમજવુ જોઈએ કે કન્યાને સ્ત્રી કહેવાય નહિ. જ્યાસુધી દાતા કન્યાનું દાન કરતો નથી, અગ્નિ સાક્ષી થયા નથી, હસ્તમેલાપથી માંડી સપ્તપદી સુધી કોઈ ક્રિયા પૂર્ણ થઇ નથી ત્યાંસુધી કન્યા, સ્ત્રી તરીકે બોલાયજ નહિ. તેમજ દેવી શબ્દ પણ વપરાય નહિ. આર્ય પુરૂષો કન્યાને કદિપણ દેવી શબ્દ વાપરે નહિ. તેમ કન્યાને દેવી અગર સ્ત્રી કહેવું પ્રાપ્ત થતુંજ નથી. કેવળ કન્યા શબ્દથીજ વ્યવહાર થાય. ધારો કે વસ્ત્ર મોકલતાં વર કન્યાને દેવી, સ્ત્રી તરીકે જાણી

શબ્દ વ્યવહાર કરે, દરમિઆન જો વરને અજાકજા થઇ તો ત્યાંથી તેને ઘેર પાછો મોકલવામાં આવે તો પછી સ્ત્રી તરીકે દેવી ગણેલી કન્યાની શુ ગતિ ? અજાકજા થયેલા વરની સ્ત્રી થયેલી ને દેવીને બીજો કેમ ગ્રહણ કરશે કન્યાદાતાને આ પ્રસંગે જીવવું કે મરવું ? તેમ શાસ્ત્ર પણ આવી ઉભુ રહે, તો આ કન્યા છતાં દેવી થવાથી શું પરિણામ આવે ? આપ વિદ્વાને આ વેદમંત્રનો યુક્તિવાદ. આર્યબુદ્ધિને ઘટતો કર્યો નથી. નાટકકારો સુધરેલી સ્ત્રીને દેવી શબ્દો વાપરતા તે અર્થ અત્રે અસ્થાને છે. સુધરેલી સ્ત્રી ચાલુ જમાનામાં કહેવાય છે. તત્વને જાણનારી સ્ત્રી પતિવ્રતા સ્ત્રીઓને આર્યો દેવી શબ્દ વાપરતા. પતિ માટેજ પવિત્ર અને સર્વસ્વ પતિ માટેજ ત્યાગ કરનારી દેવી કહેવાનેજ યોગ્ય છે. પણ આ પ્રકરણ તો ગોત્રની દેવીનું અને લગ્નવિધાનમા કન્યાનુ છે. તેમાં ભળતી વાત જોડી છે તેથી તે યુક્તિવાદ અનાર્ય ઠરે છે.

હવે યુક્તિવાદ ખોટો પડયો તો બીજી રીત વ્યાકરણની છે. ભટ પુસ્તકે કરેલો અર્થ ખોટો ઠરાવે છે. તેથી હવે તે શ્લોકનો અર્થ જોઇએ આમા દેવી શબ્દ ગોત્રના માટે વપરાયેલો છે કે કન્યાને માટે વપરાયેલો છે તેટલુ શોધવાનું છે. ઉઘાડો ભટનું પાનું ૪૨—અથવા ગોત્ર ગ્મીક્ષા પાનું ૨૯ શ્લોક પૂર્ણ આપેલો છે. શ્લોકમાં જ્યાં દેવી શબ્દ છે તેટલાં પદ લેઇએ. "तास्त्वादेवीः" આનાં પદ પાડીએ. ता· त्वा देवीः આ ત્રણ પદ પડયાં. પ્રથમ ताः સ્ત્રીલિંગે પ્રથમા બહુવચન છે. તેનું વિશેષ

**देवीः** છે તે પણ સ્ત્રીલિંગે પ્રથમા બહુવચન છે. આ છાંદસ પ્રયોગ છે. સાદા સંસ્કૃતમાં **देवीः** બીજીનું બહુવચન છે. **त्वा** તને સ્ત્રીલિંગે બીજીનું એક વચન છે, તેનું વિશેષ **आयुष्मति** સંબોધન સ્ત્રીલિંગે એકવચન છે. હવે આમાં **आयुष्मतित्वा** એકરૂપે બીજીનું એકવચન અને **तादेवीः** પહેલીનું બહુવચન. હવે કર્મધારક એકવચનનો સંબંધ બહુવચન કર્તા સાથે જોડાય નહિ, તે ચોથાધોરણનો છોકરો પણ પાંચ પાનાં શીખેલો હોય તે સમજી શકે, તો ગોરને શોચનીય સ્થિતિમાં મૂકનાર તો વિદ્યાધિકારી છે, ત્યારે શું સમજવું?

શ્લોકના પ્રથમ પદે **या**. પહેલી બહુવચનથી પણ શ્લોકનો સંદર્ભ સમજી શકાય તેમ છે. તેમ યુક્તિથી પણ સમજાય તેમ છે કે વર એકજ કન્યા માટે વસ્ત્ર મોકલે છે. એટલે કર્મધારક એકવચનનો સંબંધ બહુવચન કર્તા સાથે થઈ શકે નહિ. જે માણસ પાણિનિ નિરૂક્ત શતપથ કઠસંહિતા તૈતરયના ઘણા દાખલા ( ગો૦ સ. ૧૭ ) આપે, તે આવું સાદું વ્યાકરણ ન સમજી શકે તેવું કેમ મનાય? આ સ્લોકમાં દેવી શબ્દ કન્યા માટે નથી. દેવી બહુવચન. પ્રથમા, અને ત્રીજો પુરૂષ છે. છાંદસ પ્રગોગમાં દીર્ઘરૂપ થાય છે, તે કર્તારૂપે છે. તેનાં સર્વનામ **याः** અને **ताः** આ શબ્દો પદોમાં આવેલાં છે. દેવીનું ક્રિયાપદ **संवयन्तु** છાંદસ પ્રયોગથી **संवयस्व** પદને લીધે થાય છે. **संवयस्वेति तिङां तिङो भवति इति प्रथम पुरुष बहुवचने**

मध्यमपुरुषैकवचनम् ॥ देवीरिति छन्दसीति दीर्घत्वम् । કન્યા માટે आयुष्मतित्वा સંબોધન સાથે બીજી એકવચનનો કર્મધારક અર્થ છે. એટલે કન્યા, દેવી શબ્દ સાથે સંબંધ કરતી નથી; તેથી દેવી તે સ્ત્રી કહેવાય નહિ. વળી "ગોત્રજા તે કન્યા' એવું યાજ્ઞવલક્ય સ્મૃતિ કહે નહિં. गोत्रजा તે કન્યા એવો કદિ અર્થ લેઇએ તો સપ્તમી આવે નો દીકરી અર્થ થાય, પણ તે પારકા ગોત્રની વૃદ્ધિ કર રી છે તેથી "કુળદેવી" તરીકે અર્થ ઘટી શકતો નથી. છઠ્ઠીના સબંધક અર્થ લેઇએ તો "ગોત્ર પુરૂષની સ્ત્રી' અર્થ થાય, પણ કુળદેવી અર્થ નિષ્પન્ન થતો નથી. માટે અત્રે સંપ્રદાન--ચોથી વિભક્તિ વિવિક્ષિત છે, એવું ભેટ પુસ્તક પા. ૪૦ કહે છે. તે લક્ષમાં લીધું નથી. પોતાના કુળની વૃદ્ધિ કરાવનાર અલૌકિક દેવી, તે ગોત્રજાને જણાવે છે. તે ગોત્રજા, માતા તરીકે પૂજવામાં આવે છે, અને ખડાતમાં તેમનાં સ્થાપન છે. આ પ્રકરણ તેનું ચાલે છે, માટે કન્યા તે ગોત્રજા નહિ. ગોત્રજાદેવી, તે સ્ત્રી અગર દેવી કહેવાય નહિં. પોતે અગર કુળની અન્ય સ્ત્રી ગોત્રજા તરીકે પૂજવામાં આવી એવું નીકળી શકે નહિ. પ્રકરણ છોડી અર્થ કરવામાં અનર્થ ઉપજે છે, તે માટે ભેટ પુસ્તકે "પાણિન ફરીથી વ્યક્ત થાય તોજ નવું વ્યાકરણ બને અને તેવા અર્થ થાય" (ભે. પા ૧૨) કહેલું છે, તેના ઉપર સમીક્ષામાં બહુ ગર્જનાઓ કરી છે. પણ ગોત્રજા માટે સમીક્ષાએ કરેલા બિભત્સ યોગનો આ નિપાત કર્યો છે. અને ગોરે આ અનુવાદ સ્પષ્ટ કરવામાં પુનઃશ્રમ લીધો છે. તેથી તેને વૃથા શ્રમ ન થાય માટે જરાક વિચારી જોવું.

જુઓ વેદનો પ્રસંગ નહિં છતા " ગુલામ પુત્રો જેવા શૂદ્રોએ વેદનાં સૂકતો રચ્યાં છે" (ગો. સ. ૮). અરે ! જે વેદનાં સૂકતો રચે તે ગુલામ કેવો ! અને ગુલામ શૂદ્ર જેવા હોય તે વેદ સૂકતો રચે કેવી રીતે ! કદિ ગુણકર્મથી જાતિ માનો તો પણ જો તે સૂકતો રચે તો પછી ગુલામ કેમ કહેવાય ! અને મૂળ ગુલામ હતો તે તેની યોનિ બીજ કોણ જોવા ગયું હતું ? વળી " પુરૂષ સૂક્ત પાછળથી રચવામા આવ્યું ધારવામાં આવે છે" (ગો. સ. ૬) આ માન્યતા આપની કે અન્યની ? જે સૂક્ત સૃષ્ટિક્રમ રચનાનો આદિનો બોધ કરે છે તે પાછળથી શી રીતે રચાયું ? વેદોને અપૌરૂષેય માનનારા જનો આગળ આવી વેદોની નિંદા ન કરી હોત તો શું આપની પ્રતિષ્ટાને અગર ઐતિહાસિક વિદ્વતાને હાનિ આવત ? તમારા સાહસમાં વેદોની નિંદાનો શું પ્રસંગ હતો ? જરાપણ હૃદયમાં સંકોચ પામ્યા નહિ. ગોર વગર તમને (જો માનો તો) ઉત્તમ બોધ બીજો કરી શકશે નહિં. માટે સૂક્ષ્મ બુદ્ધિથી અને શાન્ત ચિત્તથી કૃપા કરી ગોરની બતાવેલી દૃષ્ટિથી સત્ય વસ્તુ શોધી ભેટ પુસ્તકની કિંમત કરવા માટે યથાર્થ મનન કરશો. ગોત્રજાપ્રકરણથી સિદ્ધ થયું કે ગોત્રજા દેવી, જે ગુજરાતમાં સ્થાપન થયેલી છે તે સિદ્ધ છે પૂજનીય છે, અને વિશેષમા આજ/પૂર્વે છપન ભાગ વખતે લેખક પોતે હાજર હતો. હજારો યજમાનો આવેલા હતા. ગોત્રજા દેવી માટેજ ગોરો અને મુખીઆ વચ્ચે મારામાર થઇ હતી. સરકારે ફરિયાદ થઇ. એક દિવસ ગોત્રજાનું મંદિર બંધ રહ્યું યજમાનો વચમાં પડી ગોત્રજાની પૂજાના દાપાના રૂા ૧–૪–૦ ના નામે ભાગે વહેંચી લેવા નિકાલ કરી આપ્યો હતો. આ

મારો પોતાનો અનુભવ-માટે જોયેલું અને પૂજન કરાવનાર પણ હું પોતે. તેજ મંદિર તેજ ગોત્રજા દેવી અને તેજ ઘણું જુનું પુરાણું મંદિર, હવે દેવીઓ ૮૨ વર્ષ ઉપર સ્થાપવામાં આવી કહેવું. તેવું અસબંધ વચન મનાય'

## "ખડાયતા શબ્દાર્થ"

### —સર્ગ પાંચમો—

'ખડાયતા, તે સ્કંદ તરફ ખેંચાયલા તે અથવા સ્કંદાયતા'-તે બંને મૂળ ખડાયતા અગર ખંડાયતા સમજવા. (ગોત્રો. પા. ૩૨)" 'આવી સ્કંદપુર તરફ આકર્ષાઇ આવેલા અથવા સ્કંદના આશ્રય તળે આવેલા તે લોકો ખડાયતા કહેવાયા" (ગોત્રો. પા. ૧૨૮)

(વિનોદ) ખડાયતાના ભાગ્ય કે પ્રથમ ક્ષત્રપ, તે પછી ખડગ ધારિયા થઇ ફરતા ફરતા છેવટ સ્કંદાયતા થઇ આવ્યા! આ ઇતિહાસ ખરો કે જેમ ચક્ર ફરે તેમ ખડાયતા શબ્દ પણ ઇતિહાસચક્રમાં ફરતો જાય છે! જમાનો મહાત્મા ગાંધીજીના રેંટીઆનો છે. વખતે ખડાયતા શબ્દ પણ, તે ફરતા રેંટીઆમાં આવી ગયેલો! જમાનો ફરે અને ખડાયતા શબ્દ ન ફરે તો તેની જમાનામાં ગણના શી? માટે સમસ્ત યજમાનો અને ગોરોને, ખડાયતા નામ ફેરવી "સ્કંદાયતા" નામ ધારણ કરવાનું આવ્યું. પણ મુસ્કેલી એટલી છે કે રૂઢ થયેલું નામ દરેકના અંત:કરણમાંથી ખસશે? જો આપણા ગાંધીજી કૃપા કરે અને સુંઠ ગંઠોડાનો ભાંગડો દરેકને આપવા માંડે તો તરત અંતઃકરણ ગરમાગરમ થતાં, ખડાયતા શબ્દ ભૂલી જવાય અને જીભ ચચરતાં ખડાયતા

બદલે સ્કંદાયતા બોલી જવાય એટલે મુસ્કેલી મુસ્કેલી રહેજ નહિં; પણ આ કામ તો ગાંધીજી કૃપા કરે તોજ બને તેવું છે.

"આયતા" નો અર્થ આશ્રય નહોતા માનતા તે ગોત્રો. પા. ૧૨૮ માં 'આશ્રય તજે' શબ્દ આવ્યો. એટલે ગોત્ર સમીક્ષામા બતાવેલા અ ગ્રેજી ધાતુ રૂપોનું પરિછે ન કરવાનું ન રહ્યું. માટે ખડાયતા તે "આશ્રયને પ્રજનારા" અર્થ સિદ્ધજ છે જો આપણી પાસે ખડાયતા શબ્દ પ્રત્યક્ષ છે અને તેના અર્થો વ્યાકરણથીજ અને શબ્દકોષથીજ આપણને-આપણી બુદ્ધિને બધબેસતા આવે તો ખડાયતા શબ્દજ ચાલુ આવેલો નિશંક ખરોજ છે. ઉપરાંત જેની અંદરથી અનેક અર્થો આપણી સ્થિતિ સ્થાપકતા નીકળે છે તેને ત્યજી સ્કંદાયતા કહેવાની કાંઇ જરૂર લાગતી નથી.

**खट**: બદ્ધ મુષ્ટિ. "ખડાયતા માટે આ પ્રયોગ થાય નહિ. ખડાયતા ગોરનુ એ ગૌરવ કાંઇ ખડાયતામાંથી ઉતરી આવ્યું નથી' (ગોત્રો પા ૨૫ ની ટીપ)

જ્યારે ખડાયતા નાગરમાથી ઉતરી આવ્યા છે, તો પછી નાગરોનો રિવાજ (તમે બતાવ્યો છે તે) હોય તેજ ખડાયતા ગ્રહણ કરે. ખડાયતા કોમ માટે જુદો નિયમ ક્યાથી ઘડાય? આપના કહેવા પ્રમાણેજ અર્થ સાધ્ય છે, તો પણ આપના ઇતિહાસ વગરજ ખડાયતા શબ્દમાંનો **खट**: પોતેજ પોતાનામાં અર્થ સિદ્ધ કરી બતાવે છે કે ખડાયતા તે બદ્ધ મુષ્ટિ છે નાગરોના રિવાજની અપેક્ષા રાખતો નથી, તો **खट**: શબ્દનું ઓછું ગૌરવ માનો છો? માટે ખડાયતા શબ્દની તે સિદ્ધિ કરે છે. **खटक**: "સાટાં

નેખડાંની શરને લગ્ન કરાવાનો જેનો ધંધો" તે ખડાયતા આ અર્થ માટે "ગોર પોતાની કોમને આટલી છેલ્લી પાયરીએ લેઇ જાય તે તો કેવળ આશ્ચર્યજ કહેવાય" (ગોત્રો. ૨૬ ની ટીપ)

યજમાન રાજા ! શું કરવુ ? જન્મ ધર્યો એટલે કરવુ જ પડે. ગોરોના કરમની કઠણાઇ છે, કે खट. શબ્દમા યજમાન માટે કુત્સિત "ક" પ્રત્યય ભળી નિંદ્ય અર્થ રૂપ જાવે છે અને ગોરની કોમ છેલ્લી પાયરીએ જતાં દયા-ખવાય છે, તેથી મહત્ ઉપકાર માનવામાં આવે છે.

કોઇપણ માણસને પોતાના કર્તવ્યપણામા રહેલી વાત આચરતાં શરમાવાનુ કે લજાવાનું નથી, પણ જે સ્વધર્મ છોડે તો **परधर्मो भयावह ।** થાય છે. ભીખ માગવી તે સર્વ માણસો નિંદ્ય અને નીચું કામ ગણે છે, જેને જન્મથીજ પ્રાપ્ત થયું હોય તેવા યજમાન વૃત્તિ કરનારા બ્રાહ્મણોને શરમ રાખે નિર્વાહ કેમ ચાલે' પણ જો બીજી વર્ણ ક્ષત્રિ, વૈશ્ય ભીખ માગે તો તેને શરમાવાનું થાય છે, માટેજ દરેકે પોતાના વર્ણમાં રહી યોગ્ય કર્મ કરવું ઠરેલું છે. નાતમાં સર્વ કોઇ કંકુને કન્યા આપતાં નથી. એક નાતમાં કંકુ કન્યા, કન્યાવિક્રય, સાટાં તેખડાં. કરનારા હોય છે. ૨૧૦૦૦ હજાર ખડાયતા યજમાનોમાં સરખું નિયમન નથી. અને જ્યાં સરખુ નિયમન નથી ત્યા સર્વનો એકજ સમુહ હોય છે. એટલે કોઇ જાતનો પ્રતિ-બંધરૂપ ઠરાવ થયેલો નથી, તેથી ગોરોને તે તમામ યજ-માનોને ત્યાં જવુંજ પડે. અને યજમાન કહે તે ગોરે કરવુંજ પડે. ગોરના કહેવા પ્રમાણે દાતા પોતાની કન્યાનો વિવાહ

કરતો નથી. પણ કન્યાને નાતમાં ક્યાં અને કેવી રીતે આપવી તે તેની મરજી ઉપર છે કન્યા પરણાવવી તેટલુંજ ગોરનું કામ છે એટલે જો શરમાવાનુ અગર નીચી પાયરીએ જવાનું હોય તો જે નાતમાં કન્યાવિક્રય કરનારા, સાટાં તેખડાં કરનારા હોય તે નાતમાં આપ જેવા વિદ્વાન યજમાનને શરમાવાનું છે, કે હજુ સુધી તે નિંદ્ય કર્મ જાણતા એવા તમો તેને બંધ કરવા કટિબદ્ધ થતા નથી. ગોરો તો તમારા આશ્રિત છે તેથી તે લાચાર છે. એટલે તમો કહો તે કરવુંજ, તે ધર્મ છે. માટે ખડાયતા શબ્દની સિદ્ધિ વ્યર્થક થી નક્કી થયેલી છે.

ખડાયતાનો આધ્યાત્મિક અર્થ. " ખડાયતામાં પહેલો અર્થ આશ્રયની ઇચ્છાવાલા અને તેની સાથે આધ્યાત્મિક અર્થમાં છ ઇન્દ્રિયો જેને વશ છે તે" એવો કરવામાં આવે છે આ બંને અર્થ એકબીજાથી વિરૂદ્ધ જાય છે. એવો સંદિગ્ધ શબ્દ આપણા વડીલ પુરોહિતો વાપરી શકેજ નહિં. ઇન્દ્રિય સંયમવાલાને આશ્રયની ઇચ્છા થાય એ મોટો વિરોધ હોવા છતાં...અર્થસૂચક નામ તેઓ રાખેજ નહિં " (ગોત્રો. -૫ની ટીપ)

જો અર્થ ઉકેલવાની શક્તિ હોત તો આવુ લખાતજ નહિ. " ઇન્દ્રિય સયમવાળા આશ્રયની ઇચ્છા રાખે નહિ ' આ વાક્યમાં આપની ગેરસમજ છે. કોઇપણ વ્યવહારિક અર્થની સિદ્ધિ કરવા સારૂ જેમ યોગ્ય આશ્રય લેવાની જરૂર છે તેવીજ રીતે અખંડ સુખની પ્રાપ્તિ સારૂ પરમ તત્વ વિષયભોગથી રહિત છે. અર્થાત્ પર છે. તેને સારૂ સર્વ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી મન સ્થિર રાખવાની જરૂર છે

જ્યાં સુધી આ જરૂર છે ત્યાં સુધી કોઇપણ સંપ્રદાયના આશરાની જરૂર રહેલી છે. સંપ્રદાયિક બ્રહ્મનિષ્ટ ગુરૂના બોધથી સંસાર તરી જવાય છે. આ કારણથી વ્યવહારિક આશ્રય ઉપરાંત આપણે, શ્રી પ્રભૂનો આશ્રય લેવા જોગ છે. ચાલતા સંપ્રદાયમાં **श्रीकृष्णः शरणं मम ।** "શ્રીકૃષ્ણ પ્રભુજ મારા આશ્રયનુ સ્થાન છે" આ આધ્યાત્મિક આશ્રય છે. મન ઇન્દ્રિયો વશ કર્યા વિના શ્રીકૃષ્ણને આશ્રયે પહોંચી શકાય તેમ નથી. ઈન્દ્રિયો મન સંયમ થયા પછી પરમતત્વનો એકજ આશરો મોક્ષ પર્યંત ધ્યેયમાં રહેલો છે. એટલે મરણ પર્યંત અધ્યાત્મિક આશ્રય છુટતોજ નથી. તો પછી ઇન્દ્રિય સંયમવાળાને આશ્રયની ઇચ્છા કેમ ન થાય ? અને આવુ કરવામાં વિરોધ કેવો ? સંદિગ્ધ અને અર્થસૂચક શું તે નહિં સમજવાનું આ પરિણામ છે. એકજ અર્થ ત્રણ પ્રકારે વ્યક્ત થાય તેમાં તે અર્થની "અપૂર્વતા છે" આ અર્થ માટે ભેટ પુસ્તક પા. ૪૬–૫૦ સુધી સ્પષ્ટ કર્યું છે. **स्वानां** એટલે જ્ઞાતિ અર્થ થાય છે. આપેલા આધારો જોયા વિના પોતાનુ ગાડુ ગમે તેમ સ્વચ્છંદે હાંકો તે ગોરના કરેલા અર્થને તોડવા સમર્થ નથી. માટે પ્રથમ કયા આધારો લાગુ પાડયા છે તે જોઇ ખાત્રી કરી સંતોષ અસંતોષ માનવો જોઈએ. માટે ખડાયતા શબ્દની સિદ્ધિ–તેના આધ્યાત્મિક અર્થથી વિશેષ અપૂર્વતા બતાવી સ્થાપે છે. તેજ ખડાયતા શબ્દમાં અલૌકિકપણું રહેલું છે. હવે ખડાયતા સંકેત–અર્થ "આ વ્યુત્પત્તિ હસવા લાયક છે. આયત શબ્દને આ રીતે **आय** અને **त** એ બે શબ્દો કયા નિયમના આધારે છુટા પાડી શકાય ? અને એ પ્રમાણે સાંકેતિક ભાષાનો અર્થ

કરી સાલ ઉપજાવી શકાય ખરી ? એમ જો હોય તો નાગર શબ્દ લેઇ નાગ અને ર લેઇ ૯ર ની સાલમાં નાગર કોમની ઉત્પત્તિ થઇ એમ કહીએ તો નભી શકે ખરૂં?" (ગો. સ. ૪૬–૪૭)

હસવું તેજ શ્રેષ્ટ છે શોક કરવો મુનાસબ નથી. નાગર શબ્દમાં નાગ એટલે કદિ નવ થાય પણ રકાર તે બગડો થઈ શકે? તે વિદ્યાધિકારીને કેમ ખબર પડતી નથી ? ર કાર અક્ષરાત્મક છે, સંખ્યાત્મક શબ્દ નથી, એટલે ૯૨.ની સખ્યા આવે તેમ નથી.

આયત શબ્દને છૂટો શુ કરવા પાડવો પડે? આ સંકેતવાતમાં "આયત" શબ્દ કોણે લીધો છે તે હસવા સરખુ થાય! અને સંકતમાં આયત શબ્દજ ક્યાં છે, કે આપને શ્રમ લેવો પડયો? ભેટ પુસ્તક વાચવાની તો તસ્દી લીધી નથી. (ભે. પુ. પા. ૮૮–૮૯) આયત શબ્દ લીધો નથી. **आय** શબ્દ જુદો છે. **ता** શબ્દ જુદો છે, અને **आयत** જુદો છે.

આપની આગળ "ખડાયતા મિતે" આવું એક વાકય અમર લેખ મુકીએ. તો શુ અર્થ કરો?

તેનાં પ્રથમ પદ પાડવાંજ પડે. મિત શબ્દ આવ્યો કે કાળદર્શક અર્થ સમજાય. અને કાળ દર્શક અર્થ સમજાયો કે તરત તે સજ્ઞામાં અર્થ લાવવો પડે. **खट्‌षट्** ૭ સખ્યાત્મક છે. **आय** તે અગીઆરમું એ સખ્યાદર્શક છે. અને **ता** તે ક્રિયાત્મક વિષય છે. તે કોપકાર તેને "ધર્મની સ્થાપના" અર્થ સૂચવે છે. તો જ્યાં સંખ્યાદર્શક

નામ પુરૂ થાય છે તેટલો કાળદર્શક અર્થ ગ્રહણ થાય છે. તો હવે ખડાયતા શબ્દમાં "મત" ન હોય તો તેને બાદ ગણી કાળદર્શક અર્થ નિષ્પન્ન ન કરવો એ લાક્ષણિક મિંમાસા જાણવાને ઇચ્છનાર કેમ ત્યાગ કરે? અને આમાં આયત શબ્દ ક્યાં લેવાય છે કે નિયમ વિરૂદ્ધ થાય? છતાં વિરૂદ્ધ લગે તેણે ગ્રહણ શા માટે કરવુ જોઇએ? પરંતુ આ સખ્યાત્મક સં. ૬૧૬ ની તો ત્રણ પ્રકારે મેળ કરી સિદ્ધિ કરી છે. ઉપરાંત ગોત્રોત્પત્તિનો વિશેષ આધાર મળે છે. તેથી આ માફત અર્થ યથાર્થ અને નિશ્ચક થઇ ગયેલો છે. તેથી ખડાયતા શબ્દની સ્તુતિ કરવા યોગ્ય છે.

આ પ્રમાણે પ્રકરણાનુસંગ આવેલા શબ્દોના મિમાંસા વ્યાકરણ, શબ્દકોષ અને યુક્તિવાદથી ઉપરાંત આપણા ખડાયતાના રૂઢિ રિવાજને પ્રત્યક્ષ મેળ આવવાથી ખડાયતા શબ્દના અનેક અર્થો નિષ્પાદિત થયા છે. તેને કોઇપણ પ્રકારે હાનિ થવા સંભવ નથી. ભેટ પુસ્તકે પોતાની બુદ્ધિથી કાંઇપણ અર્થ-વ્યુત્પત્તિ ઉપજાવી નથી. તેવુ ભેટ. પુ. પા. ૨૨ અથ પ્રયોજનમાં સ્પષ્ટ કરે છે. તે કૃપા કરી જોવું. મહાભાવ્યકારોના ગ્રંથો શાસ્ત્ર અને શબ્દકોષની શૈલીનિજ તે સર્વ આભારી છે. લેખકનો તો ફક્ત યુક્તિવાદ છે.

---

## શ્રી કોટયર્ક પ્રભૂ

### [ સર્ગ છઠ્ઠો ]

મહાભારતનું કોટિતીર્થ તે કોટયર્કતીર્થ હોઇ શકે નહિં. (ગોત્રો. ૫૧—૫૪)

કોટયર્કતીર્થ અને ખડાતસ્થાન મહાભારતમાં વર્ણવ્યુ નથી. (ગો સ. ૩૧)

કોટયર્ક સ્થાપના શ્રીકૃષ્ણ અગર ઇશ્વર-પાર્વતીના સમય સુધી લેઇ, કોટયર્કતીર્થ શબ્દને પકડી કોટકર્ય ને કોટિતીર્થ એ સિદ્ધાન્ત સત્ય ગણી શકાય નહિ. (ગોત્રો. ૧૦)

ભક્તિ પંથ પ્રથમ ખડાતમાંજ ઉત્પન્ન થયો અને બીજે ઠેકાણે હતો નહિ તે અયોગ્ય છે. (ગો. સ. ૪૧).

આવા અનેક પ્રકારનાં વાક્યો ગોત્રાત્પત્તિ અને સમીક્ષાએ શ્રી કોટયર્ક સબંધમા જેમ આવે તેમ વિચાર કર્યા વગર ખુલાસા રૂપે મુક્યા છે અને પ્રશ્નો કે કયા છે.

જે વાત ભેટ પુસ્તકમાં ન હોય તે વાતનો ખુલાસો કરવા ઉચિત લાગતો નથી. કોટયર્કમાં બે પદ છે. એક કોટિ અને બીજુ અર્ક. કોટિ શબ્દ તીર્થનું નામ છે, અને આ તીર્થ ક્યારથી પ્રસિદ્ધ થએલું છે તે જણાવવા મહાભારતનો દાખલો છે. અર્ક અને ખડાત સ્થાન ૬૧૧ નો બનાવ છે, તે મહાભારતમા નજ હોય. મહાભારત પુસ્તક હમણાં બન્યુ હોય પણ તેમાની હકીકત બન્યાને આજ પૂર્ણ ૫૦૦૦ પાંચ હજાર વર્ષ થઇ ગયાં છે. એટલે શ્રીકૃષ્ણ અથવા ઇશ્વર પાર્વતીના સમયનુ કોટિતીર્થ છે, તેમા જરા પણ શંકાને અવકાશ કયાં છે? કોટિ તીર્થ, તે કોટિપુર અથવા એવાં બીજાં મળતા નામો ચારે દિશમાં આવેલાં હોય તેની અમારે ક્યાં ના છે. અમારો સિદ્ધાન્ત ખરો કરી આપનાર હાલ ખડાત છે તેજ કોટિતાર્થ છે. તેમાં શ્રી કોટયર્ક હય-

શ્રીવનુ સ્થાપન છે કોટયર્ક તીર્થ નથી પણ ખડાયતાના ઇષ્ટદેવનું નામ છે અને આ નામ ૬૧૧ માં યત્ન વખતના ઉપનિષદથી અપાયેલું છે; તે અર્ક શબ્દ કોટિ તીર્થ સાથે જોડી કોટયર્ક થયેલું છે, એમ ભેટ પુસ્તક પુરવાર કરે છે.

દ્વારકાં જવાનો રસ્તો મહાભારત કાળમાં જંગલ હો, અરણ્ય હો; કોઇએ કોટિતીર્થનો માર્ગ ગ્રહણ કરેલો ન હોય અગર યાત્રામાર્ગ વર્ણનમાં અગર પ્રવાસમાં કોઇ આવ્યું ગયુ ન હોય તે સાથે ભેટ પુસ્તકને કશો સંબંધ નથી. ભેટ પુસ્તકે કોટિતીર્થને દ્વારકાનો રસ્તો કહયો નથી. તેમ કોટિતીર્થ અને દ્વારકાનો બીજી રીતે કોઇ સબંધ કહેવામા આવ્યો નથી; પણ જે માણસે "ઉત્તર ગુજરાતમાં આવવાનો પ્રાચીન માર્ગ કોટિતીર્થ નથી, તે બધુ અરણ્ય હતું, યાદવો ઉત્તર તરફથી સુરાષ્ટ્રમાં જતાં આ માર્ગ કોઇએ પણ યાત્રા માર્ગમાં ગ્રહણ કરેલો નથી" (ગોત્રો ૫૫) એવું કહેલુ છે તો મહુગદાય વર્ણનમાં શ્લોક પાંચમાં "કુશસ્થલિએ જવા ઇચ્છતા શ્રીકૃષ્ણે નંદના તટે સાત રાત્રી વાસ કર્યો" (ગોત્રો ૪૮) આ શું? એકજ પુસ્તકના પા. ૪૯ અને ૫૫ માં પરસ્પર વિરૂધ્ધ રસ્તો નહોતો અને વળી પાછો "હતો." આ લખવું ઠીક છે કે પ્રયોજન વગરનું છે? તેનો ખ્યાલ કરશો.

કોટિતીર્થને સિદ્ધ કરવા ૧ મહાભારતનો દાખલો, ૨ હયગ્રીવ ભગવાનની સ્તુતિ કરનારી જૈનવંશાવલી, ૩ અમારી ઉપનિષદ્, જ્યોતિષ, ઐતિહાસિક દૃષ્ટિથી નીકળી આવેલી માન્યતા. આ ત્રણ રીતો અમારા અર્થવાદરૂપે રહેલી છે. તેથી મહાભારત વનપર્વનું કહેલું-જૈનવંશાવલીનું

કહેલુ તેજ ખડાત ભૂમિમાંનુંજ કોટિતીર્થ છે. અને અદ્યાપિ પર્યંત પણ જેને કોટયર્ક તીર્થ કહેવામાં આવે છે તેજ મૂળમાં કોટિતીર્થ છે, એમ ભેટ પુસ્તક પુરવાર કરે છે તે લક્ષમાં રાખવુ અર્કની સિદ્ધિ ઉપનિષદ્ મંત્રોથી કરી છે. તેની સાથે મધુટભરૂપ રૂચાઓનુ સામ્ય બનાવી અર્ક તેજ આપણા "કોટયર્ક" એવું નક્કી કરવામાં આવ્યું છે, પણ તે સુર્ય નથી. અર્ક તે ચતુરાગ્નિ સિદ્ધ છે અર્ક શબ્દ દેવનો છે. એટલે કોટયર્ક શબ્દ મહાભારતમાં નજ આવે અને તેથી તેમાં અર્ક શબ્દની ચ્યૂતિ થઇ છે, એમ કહેવુ સમજ્યા વગરનું છે. "હયગ્રીવ જૈન બૌદ્ધના દેવ છે, ભાગવતમાં તેનું રૂપક છે." આવુ માનવાને ભેટ પુસ્તકને જરાપણ અવકાશ નથી. જે લોક ભાગવત ધર્મના વિરોધિ હોઇ જ્યારે તેઓજ ભાગવતનો દાખલો આપી સ્તુતિ કરે, તો પછી તે રૂપક હો અગર જૈન બૌધના દેવ હોય તે અમારે જોવાની જરૂર નથી. જે પરધર્મ વચનો છતાં, અમારા અર્થવાદને પુષ્ટિ આપી, ઉપપત્તિનું સંભવિત-પણું દેખાડે તે અમને પ્રત્યક્ષ પ્રમાણ મળી આવ્યા છતાં મનોકલ્પિત પ્રમાણોની અમને શી જરૂર ? માટે જૈનાચાર્યોએ કહેલાં વચનો અમને માન્ય છે. ભાગવતધર્મ અને ગ્રંથ સનાતનીઓનો છે. તેથી હયગ્રીવ—જૈન બૌદ્ધના દેવ હોય અગર રૂપક હોય પણ તે અર્થે અત્રે ભાગવતનો ઉલ્લેખ કરી વર્ણવેલા નથી, પણ સનાતનીઓના દેવ છે એમ સમજીનેજ સ્તુતિ કરે છે અને જૈનાચાર્યો પોતાની મેળે ભાગવત ધર્મનો દાખલો લે, તેમાં તેમને અન્ય તરફથી કાંઇ અન્યાય અપાતો હોય તેવું માનવું સમજુ માણસો કબુલ કરેજ નહિ.

માટે હયગ્રીવરૂપ શ્રીકોટયર્કપ્રભૂ બિરાજે છે તેજ કોટિ-તીર્થ છે. ખડાત–ખડાયતન–કાર્તિક સ્વામિનો મૂલક–ભદ્રવટ તીર્થ (વડનગર) વિગેરે ભેટ પુસ્તકમાં પા. ૬૦–૧૦૦ સુધીમાં વર્ણન કરેલું છે, તે વિરૂદ્ધ જે કહેવામાં આવ્યુ છે તેનો જવાબ થઇ ગયો છે અને બાકી આખા ભેટ પુસ્તકની યથાર્થ ઉપપત્તિ–સંભવિતપણુ એક જૈન વંશાવળી આપી દે છે; તેથી તેનો યથાર્થ અર્થ સ્પષ્ટિકરણ સાથે વિસ્તારથી કરીશું.

## "જૈન વંશાવળી પુનઃ સ્થાપન"

**तीर्थे वीरजिनेश्वरस्यविदिते श्रीकोटिकाख्ये गणे। श्रीमच्चन्द्रकुले वटोरुहबृहद्गच्छे परिम्लांचिते ॥ श्रीमन्नागपुरीयकाव्हतया प्रामाऽवदातेऽधुना। स्फुर्जन्मूरिगुणान्विता गणधरश्रेणी सदा राजते ॥**

આ શ્લોક પદબંધ છે. તેમાં '**कोटिकाख्यगणे**,' માનવામાં આવ્યું છે, એટલે "કોટિકગણ" સમજવામાં આવ્યો છે. આ કોટિકગણ શબ્દ સારૂ ગોત્રોત્પત્તિ અને સમીક્ષાએ પોતાની અતિ સ્વચ્છંદ વિદ્યા બતાવી છે અને પાને પાનાં ચીતર્યાં છે, તો હવે કોટિકગણ શબ્દ છે કે કેમ? તે આપણે તપાસીએ.

કોઇપણ અર્થ નિષ્પન્ન કરવો હોય, તો પ્રથમ જોઇ લેવુ જોઇએ કે વાકયમાં ક્રિયાપદ અને તેનો ધાતુ કયો છે. ક્રિયાને જણાવવી તે ધાતુનું લક્ષણ છે. ધાતુનો અર્થ સાધવામાં જરા કઠિનતા છે. કેમકે ધાતુ અનેક અર્થો પોતાના વિભાગે કરી નિષ્પન્ન કરે છે. ધાતુના, ધાતુ, ઉપ-

સર્ગ અને નિપાત એવા ત્રણ ભેદ છે, તે સમજી લેવું અને ક્રિયાપદના સ્વરૂપનો નિશ્ચય બાંધવો. ક્રિયાપદના નિશ્ચય પછી તેનો કર્ત્તા જોવો; કેમકે **आचक्षते कर्तृ व्यापार-मिनि क्रिया** કર્ત્તાના વેપાર વગર ક્રિયાની સિધ્ધિ નથી. કર્ત્તા નક્કી થયે **क्रियाया आश्रयस्तत्राधोरेऽधिकरणे वा सप्तमी ।** જ્યાં સપ્તમી વિભક્તિ જણાય તે ક્રિયાનો આશ્રય છે. ક્રિયાના આશ્રય ૭ પ્રકારના છે. ચાલુ પ્રસંગમાં ત્રણ આધારો જણાય છે. **एक देश वृत्तिः सामीपोकं निमित्त विषये नैमित्तिकं । क्रियालक्षणेभावं ।** જે સ્થળે, જે કાળે, જે વિષયને લેઈ જે ભાવમાં ક્રિયા થઇ હોય તે સપ્તમી દર્શક છે. ક્રિયાસ્વરૂપમાં કોઇ પણ ક્રિયા શરૂ થઇ પૂરી ન થઇ હોય અથવા પૂરી થઇ બીજી ક્રિયાનો આરંભ થતો હોય, તે સ્થાને વર્ત્તમાન અને ભૂત કૃદતો ક્રિયા જણાવનાર હોય છે. આ કૃદન્તોને વિશેષણના જેવું જ માની તેના કર્ત્તાની વિભક્તિ વચન લાગે છે છતાં આ કૃદન્તો, કર્ત્તા તરીકે બીલકુલ બોધક થાય નહિ. અને મુખ્ય ક્રિયાપદ અને આવાં કૃદન્તોનો કર્ત્તા એકજ હોય છે. કૃદન્તો પ્રયોજન બતાવે છે. ઇચ્છા દર્શાવનાર નામ અગર ક્રિયાપદ સાથે વપરાય છે. વિશેષણોને પણ તેના વિશેષ્યની જાતિ વચન લાગે છે. કર્મણિમાં કર્ત્તા ત્રીજી વિભક્તિમાં આવે છે. ત્યાં ભૂત કૃદન્તમાં સબંધક લક્ષણ હોય છે. આ વંશાવલીના અર્થ કરવા પૂર્વે તેને લગતા નિયમ સ્મરણમાં રાખવા જોઇએ.

આખાય વાકયમાં સંબંધક ભૂત કૃદન્ત **प्राप्ता** આવેલું છે. આ ક્રિયાથી આપણા વિષયમાં કોટિકગણ શબ્દ છે કે કેમ ? તેના મુદ્દાઓ કાઢીએ.

૧. **प्राप्ता** અને **राजते** એક ભૂત કૃદંત અને બીજું મુખ્ય ક્રિયાપદ છે. તેના સાથે કોટિકગણનો સીધો સંબંધ જણાતો નથી. પણ **प्राप्ता**ના ભાવ લક્ષણ સપ્તમીમાં રહેલા ભૂત કૃદન્ત **म्लाचिते** સાથે તેનો સંબંધ જોડી શકાય. પણ કોટિકગણ શબ્દ માટે જોતાં **कोटिकाख्ये गणे ।** એવા બે પદો જુદા જણાય છે. જો કોટિકગણ શબ્દ હોત તો **कोटिकाख्यगणे** એવું સમાસાંત પદ હોત. જુદાં જુદા મૂકવામાં આવ્યાં તેથી કોટિકગણ શબ્દ નથી.

૨. **परिम्लाचिते** સાથે તેનો સંબંધ જોઇએ. **परिम्लाचित** થનાર કોણ ? આ વાકયમાં શ્રીચન્દ્રકુળ-વાળો વડનગરનો મોટો ગચ્છ જણાય છે. અને કદિ કોટિકગણ લેઇએ તો એક ગચ્છ અને બીજો ગણ એમ બેની સંખ્યા થઇ; તો સપ્તમ્યાત **परिम्लाचिते** એક વચન છે, તેથી કોટિકગણ શબ્દ નથી.

૩. કદિ કોટિકગણ શબ્દ લઇએ તો **परिम्लाचिते** નો કર્તા થઇ જાય અને વડનગરનો ગચ્છ નકામો થઇ પડે; **प्राप्ता** ક્રિયા કર્તાનું સ્થળ-નિમિત્ત અને ભાવની સિધ્ધિ રહેતી નથી. તેથી કોટિકગણ શબ્દ નીકળતો નથી.

૪ તેમ છતાં કોટિકગણુ શબ્દ લેઇએ તો **प्राप्ता** અને **राजते** એ ક્રિયાનું સ્થળ. આશ્રયસ્થાન–નિમિત્ત વિષયનો લોપ થાય છે. છતાં કોટિકગણુ કર્ત્તા રૂપે લેવાથી વાકયનો સ્વભાવ કાંઇ પણ ગેહેનો નથી. અધપગુ ન્યાય લાગુ પડે છે.

તેથી આખી વંશાવળીમાં કોટિકગણુ શબ્દ જ નથી, તે નિશ્ચય છે આ નિશ્ચયને વધારે સ્પષ્ટ કરવા શબ્દાન્વય અર્થ ગ્રહણુ કરીએ. શ્લોકમાં પુર્વાધ અને ઉત્તરાર્ધ એવાં બે વાકયો છે. બનેમાં એકંદરે પંદર પદોનો સમાવેશ છે. તીર્થ શબ્દથી परिम्लाचिते સુધીમાં ક્રિયાનુ આશ્રય–નિમિત્ત ભાવ દર્શક સપ્તમ્યાંત પદો આવેલાં છે. બીજા વાકયમાં ક્રિયા, કર્ત્તા, તેનાં વિશેષણ અને કાળદર્શક પદો છે. શ્લોકમાં મુખ્ય ક્રિયાપદ રાજતે છે. આ ક્રિયા શરૂ થતા પુર્વે, એક ક્રિયા પૂરી થઇ ગઇ છે એવું જણાવનાર **प्राप्ता** ભૂ કૃ. કર્મણિ આવેલો છે. આ પૂરી થયેલી ક્રિયાનો કર્ત્તા 'પ્રકૃષ્ટ "સિદ્ધયુપકારકરણ' ત્રીજી વિભક્તિમાં રહેલો છે, આ પૂરી થયેલી ક્રિયાની પ્રથમ સિદ્ધિ કરીએ.

**श्रीमन्नागपुरीयः निपाननागपुरीयः नागपुरीयकः संज्ञायांकः स्मृतः** નાગપુરીનોજ, નાગપુરીય નામનો **आव्हनया** ત્રતીયાંત. મદદ માટે બોલાવાયેલી (Invocation) The act of Calling for assistance **गणधरश्रेणी** ગણની મુખ્ય મંડળી, અર્થાત્ **श्रीमन्नागपुरीयकः गणधरश्रेणी–आव्हयनया प्राप्ता ।**

નાગપુરીય નામની ગણની મુખ્ય મંડળી બોલાવાથી પ્રાપ્ત થઇ. તેને પ્રાપ્ત થઇ **अवदाते, रजनीकरकलावदातकुलं.** ચંદ્રનું ઝંખવાઈ પડી ગયેલું કુળ છે તે ચંદ્રકુળવાળાને મળ્યા. ચંદ્રકુળવાળા કોણ? **श्रीमच्चन्द्रकुलेवटोरूहबृहद्गच्छे** ચંદ્રકુળવાળો વડનગરનો મોટો ગચ્છ, તે ચંદ્રકુળવાળાને મળ્યા. ચંદ્રકુળવાળા ઝંખવાણા કેમ પડયા? **परिम्लचिते–परि+म्ले** Change to **आ, परिम्ला +न,** ભૂ. કૃ. **परिम्लान, चित्ते, ज्ञानं, भावे सप्तमी ।** Change of Countenance by fear or grief સંકટ અથવા બ્હીકથી જેનાં મુખ–ચેહેરા ફરી ગયા છે તે. શાથી સંકટ આવ્યું? **वीरजिनेश्वरस्य विदितेगणे. विदिते** ભૂ. કૃ. નિમિત્ત વિષય સપ્તમી. વીરજીનેશ્વર (જૈન ધર્મના) ના **विदिते** પ્રખ્યાત **गणे** સંપ્રદાય ધર્મવાદમાં Sect in Religion. ક્યાં ધર્મવાદ થયો! **श्री कोटिकाख्ये तीर्थे ।**

તીર્થ સામાન્ય નામ છે. તેનુ વિશેષ કોટિકાખ્ય છે. કોટિકાખ્યમાં કોટિક શબ્દ આવેલો હોવાથી સમીક્ષાને કોટિક ગણુ. જૈન ભાવના હોવાથી તેનુંજ સ્વપ્ન આવેલુ જણાય છે. પણ કોટિક શબ્દથી કોટિકગણુ થઇ શકતો નથી, પણ અત્રે નિપાત પ્રયોગ છે. **निपात कोटिः कोटिक (सूत्रम् 'अज्ञाते कुत्सिते चैव संज्ञायां...स्यार्थेऽपिकः स्मृतः) संज्ञायां देवदत्तकः स्वार्थे चोरे एव चोरेक**

**नांणागोत्रे, नाणे नाणक. नांदिये, नांदियकः अश्वे, अश्वकः तैले, तैलकं अल्पे, अल्पकं एवं कोटिः शब्दार्थे एतदेव तीर्थात्मकं कोटिकाख्यं तीर्थम् । निश्चयेनैव प्रदर्श्यमानमिति ॥** એટલે કોટિનામના તીર્થમાં જૈનધર્મના પ્રખ્યાત સંપ્રદાયનો ધર્મવાદ થયો. કોટિ સાથે 'ક' પ્રત્યય નિપાતનો છે, કોટિ શબ્દનો નથી. તેમ કોટિ શબ્દનો બીજો અર્થ ન થવા પામે તે સારૂ "ક" પ્રત્યય નિશ્ચય કરાવવા મૂકાય છે. તેથી કોટિ, તે સ્થળનું નામ છે તીર્થનુ વિશેષ છે અને **प्राप्ता** અને **राजते** ક્રિયાપદનુ આશ્રય સ્થાન છે; માટે 'કોટિકગણ કોઇ શબ્દજ નથી. હવે ક્યારે આ સ્થાનમા આવ્યા અગર મળ્યા ! **अधुना** (૧૧-૧૪)માં મલનાર ગણશ્રેણી કેવા ગુણવાળી હતી ? **स्फुर्जत्** વર્તમાન કૃદન્ત, ગર્જના ઘોંઘાટ ગુંજાવવું હાક બેસાડવી ઇત્યાદિ અર્થ છે. પણ **स्फुर्जत** નો ગુણદર્શક વિશેષણ સાથે સમાસ છે. માટે તે અર્થો સત્તા વાચક હોવાથી ગુણોમાં સમાવેશ થતો નથી. માટે તે અર્થો અસ્થાને છે. તેથી Rise as in **नर्मस्फुर्जः** પરાક્રમી અથવા પરાક્રમ રહી એકઠા–એક સંપ થઇ રહેતા First union of lovers Characterized by joy in the begining & some expectation of fear in the end.

**भूरिगुणान्विता** અનેક ગુણવાળી **सदा** હમેશ **राजते, राजदीप्तौ** ૪લ કર્ત્તાગામી હોવાથી આત્મને ૫દ ત્રી. પુ. એક. વર્તમાન be at the Head. મુખ્ય સ્થાને બીરાજે છે.

વાક્યાર્થ—" શ્રીકોટિતીર્થમાં, જૈનના પ્રખ્યાત ધર્મ વાદમાં, શ્રીચંદ્રકુળવાળા વડનગરના મોટા ગચ્છના, સંકટ પડવાથી (હાર પામવાથી) જ્યારે મુખના ચહેરા ફરી ગયા ત્યારે નાગપુરથી નાગપુરીય નામની ગણની મુખ્ય મંડલી મદદ માટે બોલાવેલી--તે (૧૧૭૪) હાલ આવી અને પરમાલુમ રહી એક સંપથી રહેનારી તે ઘણા ગુણોને ધારણ કરતી, હમેશ મુખ્ય સ્થાને બિરાજે છે."

હવે વંશાવલીનો અર્થ સારી રીતે સર્વ સમજી શક્યા હશો, કે જૈન ગચ્છ આપણા કોટિતીર્થમાં આવી, પોતાનો ધર્મ વૃદ્ધિ પમાડવા લાગ્યો પણ તેનું કાંઇ ચાલ્યું નહિ. પણ ઉલટું સંકટ વોહોરી લીધુ, તેથી મદદમાં નાગપુરીથી બીજી માંડલા બોલાવવી પડી. તે આવીને પરમાલુમ રહી, બધા સાથે એકમેક રહેવા લાગી, તેથી તે હાલ સર્વમા મુખ્ય સ્થાન ભોગવે છે. માટે પરમાલુમ રહેતી તેણે આપણા લોકોને છેતરવા, ભાગવતના દાખલા–ભાગવત ધર્મના હયગ્રીવની સ્તુતિ કરી છે. પોતાના હયગ્રીવ છે તેમ ધારી હયગ્રીવની સ્તુતિ કરી નથી. એ વાત જૈન વંશાવલી સિદ્ધ કરે છે, કોટિતીર્થ સિદ્ધ કરે છે, સં. ૧૧૭૪ ની સાલ બતાવે છે. ત્યાં જૈનનુ કાંઇપણ જોર ચાલ્યું નથી, તે વંશાવલી જ કહી આપે છે. હયગ્રીવ તે ભાગવત ધર્મના દેવ છે, તે સિદ્ધ કરે છે, સર્વ કહેતા નથી, એટલે જે ભેટપુસ્તક, ખડાયતાની તેમજ ઇષ્ટદેવની ઉપપત્તિ દેખાડે છે, તેને જૈન વંશાવળી સંભવિતપણું બતાવી, તમામ હકીકત સિધ્ધ કરેછે; તેથી આપણો ધર્મ, સ્થાન, દેવ એ સર્વની સ્પષ્ટપણે સિધ્ધિ થતાં, બં૦ પુ૦ મત શ્રેષ્ઠ છે.

વડનગર, પંદરમા સૈકા સુધી જૈનોનું એક મહિમાવાળુ યાત્રાનું સ્થાન હતું. (ગોત્ર ૫૬) તેજ વડનગરનો ચંદ્રકુળ-વાળો મોટો ગચ્છ કોટિતીર્થમાં હાર પામ્યો; એટલે વડનગરમાં જૈનગચ્છે પડાવ નાંખેલો હતો તે વંશાવલી સ્પષ્ટ કહે છે. તેજ મહાભારતનું "ભદ્રવટ તીર્થ." કોટિતીર્થ અને ભદ્રવટ તીર્થનું સાથે હોવાપણું તેજ ખડાત-સ્કંદપુર, જે વડનગરના તાબાનો મુલક ગોત્રોત્પત્તિ કહે છે, તેજ કોટિતીર્થ અગર ખડાત અગર સ્કંદપુર-જે રાજ્યના તાબાનો મુલક તેનું મુખ્ય નગર તે ભદ્રવટ તીર્થ-સહેજમાં સમજી લેવામાં આનાકાની શી ? વૃદ્ધનગર કહેવડાવવાની નકામી ફૂટ શું કરવી ?

# સર્વ ઉપપત્તિ-ઉપસંહાર

## [ સર્ગ સાતમો ]

## નાગરો અને કોટયર્ક પ્રભૂ

" ઇ. સ. ની શરૂઆતમાં વડનગર વસ્યું. નાગરોએ હાટકેશ્વરની સ્થાપના કરી, તેઓ શૈવધર્મિ હતા. ( ગોત્રો. ૪૬ ) બીજા સૈકામાં ક્ષત્રપોનું રાજ્ય હતું. તેમણે શાક બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા, તે શાક બ્રાહ્મણો સૂર્યોપાસક હતા, જ્યારે નાગરો શૈવધર્મિ હતા. ( ગોત્રો. ૪૭ ) ત્રીજા સૈકાની આખરે નાગરોના કુળદેવ હાટકેશ્વરની સ્થાપના થઇ. (૪૭) કોટયર્ક પ્રભૂની મૂર્તિ, તે ભાગવત ધર્મની મૂર્તિ છે. પેહેલવેહેલો વૈષ્ણવધર્મ ભાગવતધર્મમાં દૃષ્ટિએ પડે છે. ગુપ્ત રાજાઓ ભાગવતધર્મિ હતા. તેમના સમયમાં મંદિરની સ્થાપના થઇ. આ સ્થાપના નાગર બ્રાહ્મણોએ ઇ. સ. પાંચમા સૈકામાં કરી હતી. " ( ગોત્રો ૪૮-૪૯ )

કોટયર્ક તે સૂર્ય બદલાઇ, હવે ભાગવતની મૂર્તિ ગણાઇ. સૂર્યમૂર્તિ તો, ખડાયતાનું મૂળ ક્ષત્રિ હયું હતું તે વખતે ક્ષત્રિઓ સૂર્યોપાસક હોવાથી, કોટયર્ક તે સૂર્યમૂર્તિ કહેવામાં આવેલી. હવે ખડાયતા ક્ષત્રિ નથી, પણ નાગરો છે: અને નાગરો શૈવિ છે એટલે નાગરો સૂર્યપૂજક નથી પણ શાક જાતિના બ્રાહ્મણો સૂર્યપૂજક છે, તેમ હવે ઠરી ગયું. હવે તકરાર રહી નાહ. "પણ પડયા પડયા પણ તંગડી ઉંચી ' તે મુજબ " વડનગરના અન્ય લોકો સૂર્યના દેહેરાં બંધાવે અગર બંધાવ્યું હોય અને તે ભાગવત ધર્મમાં ફેરવાઇ ગયુ હોય તો ના કેમ કહી શકાય!" અરે ભાઇ! બીજા બંધાવે ન બંધાવે તેનું અમારે શું કરવું છે? આપણે શું કર્યું તેટલું જ જાણવાનું છે. માટે કોટયર્ક તે સૂર્ય નથી એમ ભેટ પુસ્તક કહે છે. કોટયર્ક ભાગવત ધર્મની મૂર્તિ છે, તો પછી મારી મચડી સૂર્ય કહેવામાં કાંઇ લાભ નથી.

સૈકા માટે તકરાર રહી નહિ. પાંચમા સૈકામાં મંદિરની સ્થાપના અનુમાનથી કાઢી છે. તેની સાથે ખડાયતા શબ્દથીજ ૬૧૧ ની સાલ લગભગ મલતી આવે છે. તો નજીવા અંતર માટે વાંધો નથી.

" સ્કંદપુર તે પડપુર હજુ તીર્થ તરીકેજ હતું ( ગોત્રો ૪૮) સ્કંદ અથવા ખન્દ અગર કાર્તિકસ્વામિ ઉપરથી સ્કંદપુર નામ પડયું હોય, પણ સ્કંદપુર ગામ હતું. વડનગરની સીમાંતમાં હતું. નાગરખંડમાં વડનગરનું નામ સ્કંદપુર લખ્યું છે, તે વલ્લભી રાજ્યકાળમાં છઠ્ઠા સાતમા સૈકાના લેખોથી જણાય છે" ( ગોત્રો. ૨૯-૩૦ )

જુઓ, ભેટ પુસ્તક પા. ૬૦–૬૯ સુધી મહાભારતનો દાખલો; કાર્તિકસ્વામિનો મૂલક, ખડાત, ને ષડાનનમાં રહેલો શબ્દ. સ્કંદ તેજ કાર્તિકસ્વામી, તે નામનું ગામ તે સ્કંદપુર અગર આપણી ભાષામાં ખડાત–ખડાયતન–ષડાયતન મેળવી જુઓ.

સ્કંદપુરના આશ્રય નળે આવેલા તે લોકો ખડાયતા કહેવાયા. નાગરો સાથે ધાર્મિક સંબંધ હતો અને નાગર વાણિયા તેમના આશ્રયભૂત હતા. ( ગોત્રો. ૭૭–૧૨૮ ) હવે સ્કંદપુર તે ખડાત અને નાગર વાણિયા, બ્રાહ્મણોના આ-શ્રયભૂત, વાહ યજમાન વાહ ! આયતા તે આશ્રય અને સ્કંદપુર તે ષડપુર, ખડ્પુર અથવા ખડ્ તે ખડાયતા. ભેટ પુસ્તકને મળતુંજ, બળતુંજ કહો છો. માટે " આયતા " તે આશ્રય સિદ્ધ થતાં ખડાયતા, આશ્રયને ઇચ્છનાર સિદ્ધ થયું.

ગોત્રોના અભાવે પુરોહિતનાં ગોત્ર લેવાના વાક્યમાં ગોત્રોત્પત્તિ ઘણો શ્રમ ઉઠાવે છે, ( ૮૫–૮૬ સુધી ) પણ હજુ સમજી શકતા નથી કે ખડાયતાને ગોત્ર સ્મરણમાં છે. તેને પુરોહિતનાં ગોત્ર લેવાની કાંઇ જરૂર નથી. અને જેને સ્મરણમાં નથી તેવા અન્ય વણિકો માટે ભેટ પુસ્તકમાં વર્ણન નથી. જે વર્ણન કરવામાં આવ્યું છે. તે સાધક બાધક પ્રમાણો છે. છતાં પણ બ્રહ્મસૂત્ર વચન પ્રમાણે ગોર યજમાનનાં ગોત્ર એકરૂપ હોવાંજ જોઇએ એ નિશ્ચય છે.

ગોત્રો જેટલાં છે તે સર્વે વૈદિક છે. વણિક ગોત્રનું આપેલું સ્વરૂપ, (ગોત્રો ૯૬) વૈદિક ગોત્રો સાથે પોતાની મરજી મુજબ મેળવી જુઓ. કદિ ભાષા ફેર લાગશે, પણ તેથી અવૈદિક માનવાને કાંઇ કારણ નથી. "વશિષ્ટાણું"

લેઇએ. આ ગોત્ર નાગર વણિકનું છે તે તમને પ્રમાણ છે. હવે વશિષ્ટ ગોત્ર બ્રાહ્મણમાં છે તેનું કેમ? વણિકનાં ગોત્રો અવૈદિક હોય તો આ વશિષ્ટ ગોત્ર બ્રાહ્મણનું પણ છે તેને પણ અવૈદિક કહેવુંજ જોઇએ. એકતાલીસમુ "ભાણીઆણ" ગોત્ર લખ્યું છે–રા. બા. ના લેખમા "અંભિણિઆણ" લખ્યું છે. આ થોડાજ કાળમાં ફેર થયો, તો ઘણા વર્ષની પૂર્વે ભાષામાં પરિવર્તન થયુ તે સ્વાભાવિક ઠરે. અભિણિ નામના બ્રાહ્મણ છે. તેમની દીકરી વાક્ નામની, તેણીએ અથર્વવેદ વાક્સૂત્ર રચ્યું કહેવાય છે. તેથી તે સરસ્વતી સૂત્ર તરીકે પ્રસિદ્ધ છે (ઋગ. ૧૦–૧૨૫ અથર્વ. ૪–૩૧). આ બ્રાહ્મણ 'અભિણિ' તે વણિકમાં ગોત્ર પ્રવર્તક શી રીતે કર્યા? એવા અનેક ગોત્રોના વિચાર કરી, શાંત ચિત્તથી વૈદિક ગોત્રો સાથે મેળ કરી, અન્યથા વિચાર છોડી દેવો. વિશેષ પુરાવો તમારા ગોરોનો છે. જે બ્રાહ્મણો યજમાનની દૃષ્ટિમા અજ્ઞાન–મૂર્ખ ગણાતા હોય અગર મૂળ નાગરો હોઇ તે રિવાજને અનુસરનારા હોય તે બ્રાહ્મણો હજુ પણ બ્રાહ્મણના તેમજ એક ફક્ત તમારા ઘરના અન્ન સિવાય બીજા કોઇનું અન્ન અથવા પ્રતિગ્રહ કરતા નથી, તેથી જણાય છે કે તેમની વૃત્તિ શુદ્ધ છે. જો વૃત્તિ શુદ્ધ છે તો જેની ઉપર વૃત્તિનો આધાર છે તે યજમાનો અવૈદિક અથવા શુદ્ર કેમ હોવા જોઇએ? વૃત્તિનો દાખલો પ્રત્યક્ષ છે અને અવૈદિક માનવું તે પરોક્ષ છે. કયું પ્રમાણ બળવત્તર માનશો? શુદ્રાદિનું અન્ન–ક્ષત્રિનું અન્ન દોષવાળું ગણાય છે. અન્ન સ્વયં દોષ યુક્ત નથી. પણ નીચ વૃત્તિથી ભાવિત થએલુ અન્ન અનેક દોષો ઉત્પન્ન કરે છે. અન્નના સૂક્ષ્મપરમાણુનું કાર્યરૂપ મન

અને છે અને પ્રવાહીરસોના પરમાણુનુ કાર્યરૂપ પ્રાણ અને છે (છાંદોગ્ય) માટે નીચ વર્ણ અને નીચ વૃત્તિવાળાઓનુ અન્ન જમવું અયોગ્ય ઠરેલુ છે. રસોઇ કરેલી જમવી તેમા પણ ઉત્તમ વૃત્તિનો રસોઇઓ જોઇએ. આજ કારણે હજુ પણ "બ્રાહ્મણીઆ રસોઇ અને બ્રાહ્મણીઆ પાણી" સર્વ કોઇ ઇચ્છે છે. ઘરમાં સ્ત્રી પણ રસોઇ કરે અને પીરસે તે વખતે માતૃભાવ લાવનારી જોઇએ. भोज्येषुमाता અન્નથી લોહી, વીર્ય મન, પ્રાણ બની ગુણોને (પ્રકૃતિ) ઉત્પન્ન કરે છે. ગુણોમા ઉત્તમ ગુણ સત્વ છે. તે બ્રાહ્મણે ધારણ કરવા યોગ્ય છે. તે અન્ય વર્ણનુ અન્ન અથવા પ્રતિગ્રહ કેમ કરશે ? એવા ઉત્તમ વિચારના તમારા પૂર્વના ગોરોનું ચાલતુ આવેલુ અગકૃત્ય જોતાં, તમો શૂદ્રાદિ અવૈદિક, નીચ વૃત્તિવાળી વર્ણ છો એમ ગોરો પોતાની ઉપમાએ કરી માની શકે તેમ નથી. માટે ગોર તમને વૈદિક માને છે. શાસ્ત્ર આધારો સ્પષ્ટ દેખાડે છે. અને તમને ઉંચાભિલાષિ થએલા જોવા ઇચ્છે છે. આથી તમને વિશેષ ઉત્તમ પ્રકાર, તમારા મૂળને જણાવનાર બીજો કોઇ હોય તેમ મનાતુ નથી. પછી ભેટ પુસ્તક વિચાર, તમને ગમે અગર ન ગમે અગર પૂર્ણ હો કિવા અપૂર્ણ હો તે સમજવું તમારી પોતાની મરજી ઉપર રહે છે. તમે શુદ્ધ છો એ માટે ગોત્રોત્પત્તિ પુરવાર કરી ભેટ પુસ્તક મતને ટેકો આપે છે.

૧ ઘણી ખરી વણિક કોમો રજપૂતોમાંથી થઇ છે એમ માનીએ તો પણ નાગર કે ખડાયતા કોમ, એ પ્રમાણે રજપૂતોમાંથી જૈન બન્યા પછી વણિક થયેલાની બની છે

એમ માનવાને કાંઇ સબળ આધાર નથી (ગોત્રો. ૧૪૧)

૨ ખડાયતામાં જૈન ધર્મ હતો, પણ આખીય જ્ઞાતિએ જૈનધર્મ પાળ્યો હોય એવું દષ્ટાંત હજુ સુધી મળ્યું નથી; તેમ જૈનધર્મ આખી કોમનો સામાન્ય ધર્મ હતો તે કહેવાય નહિ. (ગોત્રો. ૧૪૨)

૩ જૈનધર્મ ગુજરાતમાં ફેલાયો તે પૂર્વેજ ખડાયતા અગર નાગર કોમનું બંધારણ હતુ. તેથી તેમનામાં રજપૂતોનું મિશ્રણ હોવાનું માનવાને કાંઇ સબળ કારણ નથી. ગુપ્ત રાજાઓનો સમય અને નાગર કોમનું અસ્તિત્વ 'ગીગ્ન સૈકામાં રહેલું છે, તો જૈન તત્વ કે રજપૂત લોહીનો અંશ હોવાનું માની શકાય તેમ નથી. (ગોત્રો. ૧૪૨)

૪ ખડાયતા કોમ ઘણા લાંબા સમયથી શુદ્ધ અને ધાર્મિક તત્વોની આગ્રહી હોવા ઉપરાંત, નાગર બ્રાહ્મણોના ઉચ્ચ સંબંધના લીધે તેમના રીતરિવાજમાં જે આદર્શભાવના રહેલી છે તે અન્ય જ્ઞાતિઓના મુકાબલે વિચાર કરતાં તે ઉચ્ચ શ્રેણીમાં ગણાતી આવી છે, તે યોગ્યજ છે (ગોત્રો. ૧૪૩)

ઉપર પ્રમાણે ભેટ પુસ્તકના કરેલા વ્યાખ્યાન પા. ૧૦૧ થી ૧૪૨ના યુક્તિવાદને સ્પષ્ટ રીતે ટેકો મળી જવાથી તેના તેજ અર્થવાદે ભેટ પુસ્તકનું પુનઃ સ્થાપન થઇ જાય છે.

## હાલની ધર્મ વ્યવસ્થા

હાલ વર્ણવ્યવસ્થા પ્રમાણે, ગુણકર્મ વડે જાતિ બદલાતી નથી. જે જે વર્ણ છે તે પોતાની જન્મયોગ પ્રમાણે પોતપોતાના ધર્મમાં રહેલી જોવામાં આવે છે. તે પ્રમાણે હાલ અમો વૈશ્ય છો, તે પ્રત્યક્ષ છે. તેમ વૈશ્ય માટે શાસ્ત્રોમાં અધિકાર સુચવેલો છે; તેથી બ્રાહ્મણની સરખાઇમાં દ્વિજ નામને યોગ્ય

છે અને ગોત્રો પણ બ્રાહ્મણ પ્રમાણેજ એકજ વર્ગના હોવા સંભવ છે. માટે વૈદિક ગોત્રો સાથે હાલ સ્મરણમાં રહેલાં ગોત્રો મળતાં આવવાથી તેનું અબાધિતપણું સ્પષ્ટ છે. એટલે પૂર્વ મૂળના ગોત્રો ખરાં વૈદિક છે એટલું જાણવાનું છે. હાલ સંસ્કારનથી અને ગોત્રો વૈદિક છે તો હવે કેમ કરવું? તે ચાલતા પ્રસંગની બહારનો પ્રશ્ન છે.

આપણા ઇષ્ટદેવ સંબંધમાં અર્ક અને સૂર્ય શબ્દ માટે બહુજ ચર્ચા ચાલી છે. દેવને કોઇપણ નામ અપાય તેથી કાંઇપણ વિરોધ નથી. નિરૂક્તકાર વચનો પ્રમાણે સૂર્ય તે વિષ્ણુ છે પણ કયા ! સૃષ્ટદર્શકમા તે અર્થ ગ્રહણું છે. અધ્યાત્મિક વિષયમાં નિરૂક્ત વચન અપ્રમાણ છે. આપણા દેવની સ્થાપના આધ્યાત્મિક છે જો સૃષ્ટદર્શક હોય અને આધિદૈવિક પ્રમાણ માનવું હોય, તો પ્રત્યક્ષ સૂર્ય છતા કલ્પનાએ મૂર્તિ ખડી કરવી તે મર્ખતા કરે; માટે આધ્યાત્મિક વિચારથી કોટયર્ક સ્થાપન છે. મનુષ્યમાત્રની આત્યંતિક સુખ વૃત્તિ આધ્યાત્મિકમાં રહેલી છે. આ સુખ દરેક પ્રાણિ ઇચ્છિત છે. સૃષ્ટદર્શક અર્થમાં પ્રાપ્ત થાય તેમ નથી. તેથી મનાદિ અંતઃકરણની શુદ્ધિ કરવાની છે તેજ અધ્યાત્મિકનું પહેલું પગથીઉં છે. અને તેનું દૃષ્ટિબિન્દુ **तद्विष्णोः परमं पदं सदापश्यन्तिसूरयः दिवीविवचक्षुराततम् ।** જે પદને જ્ઞાની લોકો દિવ્યચક્ષુ વડે જુએ છે, તે વિષ્ણુનું પરમ પદ છે; તેથી સૂર્ય તે વિષ્ણુના અર્થમા ભેટ. પુ. લેવા ના પાડે છે. સૂર્ય ચક્ષુથી દેખાય છે. જે ચક્ષુથી દેખાય છે તે સકામ અર્થ માટે સૂર્યની ઉપાસના છે. ભાગવત આધ્યાત્મિક છે તેમાં સૂર્ય બદલે વિષ્ણુ લીધા નથી. પરમભક્ત

ઓધવજીને શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ છતા, આત્યંતિક મોક્ષ માટે બદરીકાશ્રમ મોકલ્યા છે. આ ભાગવતનો સૂક્ષ્મતર ઉપસંહાર છે. (ભા. ૧૧-૨૯) માટે આપણા દેવ તે વિષ્ણુ છે. અને વિષ્ણુ હોવાથી ખડાતમાંજ પ્રથમ ભક્તિ સ્થાપી તેમ ભેટ પુ. કહેતુ નથી. ભક્તિની પરંપરા અનાદિ છે, વિષ્ણુ અનાદિ છે. પણ જે જે ભક્તોને, ભગવાનના જે જે ગુણોમાં રૂચિ થઇ તે ગુણો ગાવામા તે તે નામ અને અવતાર ચરિત્ર સંભારે અગર તો મંડળ સ્થાપે કિંવા મંદિર સ્થાપે તેમા વાંધા લેવા યોગ્ય નથી. ખડાતમાંજ કોઇપણ ચરિત્ર બન્યુ તેમ કહેવાનો આશય કયા છે? પરાપૂર્વે બનેલુ અને મહાભારતમા નારાયણી સત્રમા વર્ણવેલુ તેનુંજ આપણા લોકોએ અનુકરણ કર્યું. તેટલુંજ કહેવાનું હતું અને છે. હજુપણ આપણા મંદિરોમા. તેમના અવતારી ચરિત્રો ઉત્સવ ગણી, જાણે આજ ઘડીએ બનતા ન હોય તેમ દૃષ્ટિએ પડે છે. તે ફક્ત ભક્તોની કલ્પના અંતઃકરણની શુદ્ધિ પમાડવા માટે છે-મનની એકાગ્રતા સાધવા માટે છે; એટલે ભાવના બળવત્તર થઇ પ્રત્યક્ષ પ્રભૂ માને છે જગતની વ્યવહારિક દૃષ્ટિમાં સર્વ પ્રાણિમાત્રને સર્વ પ્રકારનુ દુઃખ અને તેનાં કારણો હમેશ માટે અપ્રિય લાગે છે અને તેને દૂર કરવા પણ યથામતિ ઉપાયો કરે છે. તેમા કાઇક દૂર થાય છે, તેમ કેટલાંક દૂર થતાં પણ નથી. તેમ દૂર થયેલાં પુનઃ નહિં આવે, એમ નિશ્ચય પણ થઇ શકતો નથી. તેથી આ નિશ્ચય મનુષ્યબુદ્ધિ બહારનો છે. માટે અપૌરૂષેય કહેવાતા વેદ સ્વરૂપનો આશ્રય લેવો ઘટે છે અને તેમાં જે છેવટનો સિદ્ધાન્ત થયો હોય તે દરેક મનુષ્યને માનવા યોગ્ય છે. તે વડેજ સર્વ દુઃખોનો પરિહાર્ય કરવામા

મનુષ્યની બુદ્ધિ, મન, શ્રદ્ધા અપેક્ષિત છે. મન, બુદ્ધિ અંત.-કરણની વૃત્તિઓ છે. તે જ્યાં સુધી શુદ્ધ અને એકાગ્ર ન થઇ શકે ત્યાં સુધી તો સાધવા માટે કોઇ પણ સમ્પ્રદાયના આશ્રયની જરૂર છે. અથવા કોઈ પણ શાસ્ત્રનો સિધ્ધાન્ત આચરણમાં મૂકીને અથવા કોઇ ઇષ્ટ મૂર્તિનું ધ્યાન કરીને અથવા નવધા ભક્તિમાની અનન્ય એકાંતિક ભક્તિ સાધીને, અથવા શ્રવણ, મનનાદિ કરીને, જેમ મનની સ્થિરતા વધતી જાય, તેમ તેમ અભ્યાસ કરીને, સત્યનું ભાન થાય તે પ્રમાણે કરવાની અવશ્ય જરૂર છે. આપણા વેદો. ઉપનિષદો, નીતિશાસ્ત્રો, શિક્ષાદિ વેદાગ, મન્વાદિ સ્મૃતિઓ બ્રહ્માદિ પુરાણો, ન્યાયાદિ દર્શનો, મિમાંસાદિ સત્રો, કાવ્યો, સમ્પ્રદાયો, દેવી શાક્તાદિ મતો, નાનક કબિરાદિ પથો, આર્યાદિ સમાજો, થિઓસોફીકલ સોસાઇટી બૌદ્ધોના અહિંસાદિ ધર્મો, પારસીઓનુ અગ્નિદ્વારા પ્રભુનુ આરાધન, યાહુદીઓના અને ખ્રિસ્તિઓના બાઇબલ પ્રમાણે પ્રભૂની આજ્ઞા પાળવા રૂપ, ચીનના કન્યફ્યુસીઅસ મતમાં મરણ પામેલાની ભક્તિ, જાપાનના સીંટોમતના શુધ્ધ ઉપાયો અને દેહને આત્મા માનનારા ચાર્વાક સિવાયના દુનિયાના તમામ લોકો માટે અંતઃકરણની શુધ્ધિ થવા સારૂ તે તે દેશોમા મહાપુરૂષોએ અવતરી ઉપદેશ કરેલો છે. એટલે તે સર્વમા કાંઇને કાંઇ સત્ય તો રહેલુ છે. અને આ સત્યને શોધવુ એજ મનુષ્ય જન્મને યોગ્ય કરેલું છે

ચારે વર્ણની મર્યાદા પણ સત્ય શોધવા અને તેને પ્રાપ્ત કરવા માટેજ બંધાએલી છે. તે વર્ણ પ્રમાણે પોત-પોતાના અંગે પ્રાપ્ત થયેલાં કર્મો વડે ચિત્ત શુધ્ધિ કરે છે. ચારે વર્ણમાં જેઓ વ્યવહારમા અતિ રચ્યાપચ્યા હોય. તેને

પરમાર્થ ભણી વાળવા. ગામમાં શિવ, વિષ્ણુ, દેવી, હનુમાન, ગણપતિ વિગેરેનાં મંદિરો બંધાય છે, અગર બાંધેલાં હોય છે. પોતાની સ્થિતિ જ્યાં હોય તે ગામમાં ઇષ્ટદેવ મંદિરમાં દિવસના બે વખત જઇ, તે ઇષ્ટ પ્રતિકરૂપ મૂર્તિમાં અધિષ્ટાનભૂત બ્રહ્મ–પરમાત્મામાં હળવે હળવે મનને જોડવાનું બળ મેળવવું. દેવના ઉત્સવો, ગુરૂની પૂજા, બ્રાહ્મણોનો સત્કાર કરી મનની ચચલતા અને અશુધ્ધ ભાવનાનો ત્યાગ કરવા અધિક પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રયત્ન સિધ્ધ થતાં મનુષ્ય વિવેકી બની કોઇનો દ્વેષ કરતો નથી અને પોતાના વાસ્તવિક સ્વરૂપને પામવા યત્ન કરે છે; અર્થાત્ નિરંતર અભ્યાસના બેલનથી તેની વૃત્તિજ તેવી થઇ જાય છે.

જૈનો તિર્થંકર મૂર્તિમાં, બૌધ્ધો બુધ્ધની પ્રતિમામા, જરથોસ્તી અગ્નિ સૂર્યમાં તેમજ પેગમ્બરમાં, યાહુદી, ખ્રિસ્તિ, મુસલમાનો પેગમ્બર અને આકાશ અધિષ્ટાનમાં, ગોડ અલ્લામાં અને બીજા મત–પથોમાં પોતપોતાનાં દેવ દેવીઓ, ધર્મ સ્થાપક ગુરૂ પુરૂષોમાં, અધિષ્ટાન રૂપ સત્યનો સાક્ષાત્કાર, નિરંતર અભ્યાસ કરી મેળવી શકે છે.

આ સર્વ પ્રયત્ન, સત્યાચરણ, સત્ય પરાયણ થવાથી જ ફળદાતા થાય છે, અન્યથા નહિં; માટે પોતપોતાના અધિકારાનુસાર શાસ્ત્રોક્ત શુભ કર્મનું, સમજપૂર્વક અને આદરપૂર્વક પાલન કરવુ અને ગમે તે સમય પોતાના ઇષ્ટદેવનુ ધ્યાન કરવામા મનને જોડવુ, અને નૌકારૂપ મળેલો મનુષ્ય જન્મ, તેમાં વળી ભરતખંડ, તત્વ, ફિલોસોફી માટે પરદેશી વિદ્વાનોએ જેની પ્રશંસા કરી છે, તે સાર્થક કરવો. ભરતખંડમાં જન્મ થયા વિના તત્વ સિધ્ધાંત સમજી શકાય તેમ નથી.' (મેક્ષમુલર) એવા જેના

વિષે ઉદ્દગારો નીકળે છે તેવા દેશમાં તો આપણો વગર માગ્યે જન્મ થયો છે. તેને કૃતાર્થ કરવો, એજ આપણો મુખ્ય ઉદ્દેશ, કર્તવ્ય અને ગુરૂઓનો આદેશ છે.

દુનિયાના ગમે તે લોક ગમે તે ધર્મ પાળતા હોય છતાં તેઓ બીજા દેશના ધર્મને કદી શ્રેષ્ઠ માને, તો પણ પોતાના દેશનો–સ્વધર્મ ત્યાગ કરતા નથી; પણ પોતાનો ધર્મ, દેશનો સામાન્ય ધર્મ કયા પ્રકારે વધે તેમ કરી આખી દુનિયામાં પોતાનો ધર્મ-પંથ વધારવા ઇચ્છે છે. જૈન બૌધ્ધોએ તેમજ કર્યું છે. મુસલમાનોએ પણ તેમજ કર્યું છે અને ખ્રિસ્ત ધર્મ પણ હજુ તે પ્રમાણે કરી આખા હિંદને ખ્રિસ્તિ બનાવવા માગે છે, જ્યારે આપણે આપણા ધર્મનો દેશના સામાન્ય ધર્મનો ત્યાગ કરી પરધર્મનાં વખાણ કરીએ છીએ અને તેને ભજીએ છીએ. જો આપણે સૂક્ષ્મ વિચાર કરીએ તો માલમ પડી આવે છે કે જેને આપણે પેટભરા, અજ્ઞાન, મૂર્ખ, સ્વાર્થી કહીએ છીએ તેજ બ્રાહ્મણોએ, હિંદના તત્વ–સિધ્ધાંત પ્રમાણે સ્વધર્મ જાળવી રાખવા પોતાનું બ્રહ્મવર્ચસ, તપ ગુમાવી, અર્થાત સર્વસ્વ ગુમાવી પરધર્મિઓ સાથે લડી પ્રાણ સમર્પણ કર્યા છે. અને હિંદના દરેક વર્ણમાં ભળી જઇ, બ્રાહ્મણથી માંડી અંત્ય-જના ઘરમા પેસીને 'ગરોડા' પણ થઇને હિંદુઓને હિંદના ધર્મમાં રાખ્યા છે, તે પ્રત્યક્ષ પ્રમાણથી માલમ પડે છે. દરેક વર્ણમાં શુકલથી માંડી ગરોડા સુધી બ્રાહ્મણો ગોર છે. તે વગર, આજ હિંદના ધર્મનું નામ નિશાન ન હોત; માટે ધર્મના કારણે રક્ષણ કરનારા બ્રાહ્મણો, જો કે જમા-નાને લેઇ બ્રાહ્મણત્વથી નષ્ટ થયા હોય, તેની ફીકર નથી, પણ જો તેને પૂર્વસ્થિતિમાં લાવવા યત્ન કરવામાં આવે

તો, જેમ કીચડમાં પડેલા હીરાને શુધ્ધ કરી પાને ચઢાવી તેજસ્વિ કરીએ તો તે હીરાની કિંમત પૂર્વ કરતાં પણ વધુ અંકાય, પણ કાચને તે પ્રમાણે કરવામાં આવે તેથી કાંઇ હીરાની બરો-બરીમાં આવી શકે નહિ; તેમ હીરો કદી પણ કાચ થતો નથી અને કાચ તે હીરો થવાનો નથી તેજ પ્રમાણે વ્યવ-હાર અને વ્યવહારથી રહેલા પર આત્માને જાણવાની પણ એક જ રીત છે અને તે પ્રમાણે જાણવાથીજ સત્ય વસ્તુ પ્રકટ થાય છે.

• ધર્મનો સંપૂર્ણ વિકાસ તે એ કે સર્વ સ્થાવર જંગમ પ્રાણિમાત્રમાં પોતાના આત્માનો અનુભવ કરવો. વસ્તુસ્થિ-તિ આવી હોવાથી સર્વ વિવેકી મનુષ્યોએ પોતાનું પરમ હિત સાધવા અપૂર્વ અને પૂર્ણતાવાળો વેદાંતનો સિધ્ધાંત પરમાદર પૂર્વક ગ્રહણ કરવો જોઇએ. તેમજ પોતાનાં બાળકો-ને નાનપણમાંથીજ તેમની યોગ્યાનુસાર સ્વધર્મમાં જોડવાં જોઇએ. તેમાં લેશ પણ આળસ કે પ્રમાદ ન જ રાખવાં જોઇએ.

આ સર્વ સિધ્ધાંત ભેટ પુસ્તકના અનુવાદ રૂપે પ્રકટ થયો છે, એટલે તેનો નિષ્કર્ષ બતાવવા જુદો વિચાર કર્યો નથી. આખો અનુવાદ ન્યાયથી ભરપૂર ગુંથવ્યો છે, માટે સર્વ વિદ્વાન ભાઇઓને વિનતી કરવામાં આવે છે, કે જો કાંઇ ભૂલ થઇ હોય, દોષ જણાય તો સુધારી લેશો વાશે-ષમાં ભેટ પુસ્તકને. આ અનુવાદ પૂર્ણતા કરી નિઃશંક કરે છે અને તેથી જ્ઞાતિબંધુઓને યથાર્થ નિર્ણય મળ્યો છે, એ પ્રકારનો જવાબ જાણવા ગોર ઉત્સુકતા રાખે છે. માટે યથાર્થ સમજ્યા પછી પોતાની અનુકૂળતાએ ગોરને જણા-વવા કૃપા કરશો.

इतिशिवम्

---

# "ભેટ પુસ્તક" વિષે મળેલા સંખ્યાબંધ અભિપ્રાયોમાંથી એકનું અવતરણું

---

અમારા કોટયર્ક સિદ્ધાન્ત અને ખડાયતા ગોત્ર વંશાવળી ગ્રંથ માટે અનેક વિદ્વાનો તરફથી ઉચ્ચતમ અભિપ્રાય મળ્યા છે. જેમાંના કેટલાક 'મિત્ર' માસિકમાં પ્રકટ કરવામાં આવ્યા છે અને શાસ્ત્રદૃષ્ટિએ સંશોધન કરી મોકલનાર ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલા "વ્યાખ્યાન વાચસ્પતિ" શાસ્ત્રીજી બદરીનાથભાઇ ત્રંબકનાથભાઇનો વડોદરાથી નીચે પ્રમાણેનો અભિપ્રાય મળ્યો છેઃ–

"આપના તરફથી ખડાયતા કોટયર્ક સિદ્ધાન્ત નામનુ પુસ્તક મળ્યું, તે જોઇ ઘણો સંતોષ થયો છે. આપે આ ગ્રંથમાં ખડાયતાઓની ઉત્પત્તિ અને ખડાયતા શબ્દની વ્યુત્પત્તિ તેમજ ગોત્ર વંશાવળી વિગરે ઉપયોગી વિષયોની ઘણા પરિશ્રમથી શોધ કરી, તે વિષયો, પ્રમાણો સાથે આ ગ્રંથમા આપેલા હોવાથી, આ ગ્રંથ ખડાયતા જ્ઞાતિને ઘણોજ ઉપયોગી છે અને આવા પરિશ્રમ માટે આપને ધન્યવાદ ઘટે છે. અમો આશા રાખીએ છીએ કે ખડાયતા જ્ઞાતિના દરેક જણ આ ગ્રંથ વાચી તેમાં આપેલી ઉપયોગી માહીતિ મેળવી, આપનો શ્રમ સફળ કરશે તથા આપને સર્વ પ્રકારે ઉત્તેજન આપશે."

**વડોદરા** તા. ૨૦:૧:૨૬ } (સહી) **બદરીનાથ ત્રંબકનાથ શાસ્ત્રી.**

